# વ્યાકરણપરિચય

## ભાગ ત્રીજો




લેખક

ભાનુશંકર બા. વ્યાસ, એમ. એ.

# વ્યાકરણપરિચય

## ત્રીજો ભાગ

[ પ્રાથમિક શાળાના ઉપલા અને અંગ્રેજી ધો. ૩ માટે ]


: લેખક :

ભાનુશંકર બા. વ્યાસ, એમ. એ.

અધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઇ.



: પ્રકાશક :

ધી જનરલ બુક ડીપો

એજ્યુકેશનલ પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ ... ... મુંબઇ.


પાંચ આના

# નિવેદન



વ્યાકરણપરિચયનો આ ત્રીજો ભાગ રજુ કરું છું. આ વિષયની મૂંઝવણોથી જે શિક્ષકભાઇઓ પરિચિત છે તેમને માટે કેટલેક સ્થળે ચર્ચા કરી શકાય એવાં સૂચનો મૂકેલાં છે. શિક્ષકભાઇઓ આ વિશે વધારે વિચારણા કરે એ જરૂરનું છે. કેટલીક ગૂંચોનો ઉકેલ તો થઇ શકે તેમ છે. પણ એ ઉકેલ સર્વમાન્ય થાય અને બધા તે સ્વીકારે તો જ તેનો કાંઈ અર્થ છે.

આ ભાગમાં પણ લેખનને માટે બને તેટલો અવકાશ રાખવામાં આવ્યો છે. ગુજરાતીમાં લેખન તો અત્યારે શાળાઓમાં થાય છે તેના કરતાં ઘણું વધારે થવું જોઇએ. કારણ કે જે ચોકસાઇની આપણે અપેક્ષા રાખીએ તે વધારે લેખન વગર આવવાની નહીં. વળી બાળકોની નિરીક્ષણશક્તિ, વિચાર-શક્તિ, કલ્પનાશક્તિ વગેરે શક્તિઓને ખીલવવા માટે પણ વિશેષ લેખનની જરૂર છે.

આપણે ત્યાં ત્રીજા ધોરણ સુધીમાં છન્દો શીખવાય છે ખરા? કેટલી શાળાઓમાં શીખવાતા હશે? છતાં પરમ્પરાગત નીતિને અનુસરી આમાં છન્દો વિશે એક પ્રકરણ મૂકેલું છે. બધા છન્દો તો ન જ આપી શકાય એ સ્પષ્ટ છે. એટલે આ પ્રકરણની પર્તિ તો શિક્ષકે જ કરવાની.

દરેક ધોરણ માટે કેટલું વસ્તુ લેવું તે બાબતમાં શ્રીયુત સાકરલાલ દવેના "વ્યાકરણના સહેલા પાઠો" મને મોટે ભાગે માર્ગદર્શક બન્યા છે એ ઋણનો નમ્રતાથી સ્વીકાર કરું છું.

ફરીને એક વાતની યાદ આપું કે કોઇ પણ પાઠ્યપુસ્તક ઉત્તમ શિક્ષકની તોલે ન જ આવે એ સત્યનું મને ભાન છે. શિક્ષકભાઇઓનાં સૂચનો માટે તો હમેશાં તૈયાર જ રહીશ.

કર્તા

# અનુક્રમણિકા

# વ્યાકરણ પરિચય

## ત્રીજો ભાગ

## પાઠ પહેલો

### શીખેલું યાદ કરો

" જેમ બે અંગ્રેજ મળે એટલે આજની હવા કેવી છે એની વાત કરે છે તેમ, સ્ત્રીઓ મળે એટલે તારે કેટલાં છોકરાં છે, છોકરીઓ ક્યાં ક્યાં પરણી છે, છોકરીઓને સુખ છે કે દુઃખ છે, ઘરની ડોસીએ યાત્રા કરી છે કે નહિ, વગેરે વાતો ચાલે."

આમાં જે નામ નીચે લીટીઓ દોરેલી છે તે બધાં નામ કયા પ્રકારનાં છે તે કહો. તે દરેક નામનાં જાતિ, વચન અને વિભક્તિ પણ કહો.

| નામ | પ્રકાર | જાતિ | વચન | વિભક્તિ |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |

“ તમે બધું કરી શકશો. મેં ઘણા રાજાઓને સમજાવ્યા છે. તે બધા તમારું માનશે. કોઈ નહિ માને તો તમે પોતે મનાવી શકો એવા છો.”

આમાં કેટલાં સર્વનામ છે તે શોધી કાઢો. એ સર્વનામ કયા પ્રકારનાં છે તે કહો. એ દરેકનાં જાતિ, વચન અને વિભક્તિ કહો.

| સર્વનામ | પ્રકાર | જાતિ | વચન | વિભક્તિ |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |

"દરેક રવિવારે કુટુમ્બનાં નાનાં મોટાં બધાં માણસોને ભેગાં કરી તે ઈશ્વરની પ્રાર્થના કરતો. તેની એંસી વર્ષની ઘરડી મા અને તેનો ત્રણ વર્ષનો નાનો છોકરો–બધાં આ વખતે હાજર રહેતાં."

આ વાકયોમાંથી વિશેષણો શોધી કાઢો. એ વિશેષણો કયા પ્રકારનાં છે તે કહો. એ વિશેષણોનાં વિશેષ્ય શોધી જાતિ, વચન અને વિભકિત પણ કહો.

| વિશેષણ | પ્રકાર | વિશેષ્ય | જાતિ | વચન | વિભક્તિ |
|---|---|---|---|---|---|
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | |
| | | | | | |

નીચે આપેલાં વાક્યોમાં કર્મની જગ્યા ખાલી છે ત્યાં કર્મ મૂકો.

(૧) રાજા તમને .................... નીમશે.

(૨) અમે દરરોજ .................... પીએ છીએ.

(૩) તમે .................... લાવ્યા ?

બે કર્તરિપ્રયોગનાં અને બે કર્મણિપ્રયોગનાં વાક્યો બનાવો.

(૧) ....................................................................

(૨) ....................................................................

(૧) ....................................................................

(૨) ....................................................................

નીચે આપેલાં વાક્યોમાં જે અવ્યયો વપરાયાં છે તે કયા પ્રકારનાં છે તે કહો.

(૧) તમે અને હું ત્યાં જઈશું, પણ રમેશ નહિ આવે.

(૨) ખાસ કહ્યા છતાં તમે ન જ આવ્યા.

નામ, વિશેષણ અને અવ્યય તરીકે કૃદન્તોને વાપરી બે બે વાક્યો બનાવો.

(૧) ..................................................

(૨) ..................................................

(૧) ..................................................

(૨) ..................................................

(૧) ..................................................

(૨) ..................................................

ક્રિયાપદનાં રૂપ કયા કયા મુખ્ય કાળમાં વપરાય છે તે કહો અને એ દરેક કાળનું રૂપ વાપરી એક એક વાકય બનાવો.

૧ ..................................................

૨ ..................................................

૩ ..................................................

બે સાદાં અને બે સંયુકત વાકયો બનાવો.

(૧) ..................................................

(૨) ..................................................

(૧) ..................................................

(૨) ..................................................

# પાઠ બીજો

## ઉચ્ચારનાં સ્થાનો

શબ્દો અક્ષરોના બને છે એ તમે જાણો છો. આપણી ભાષામાં બધા મળીને કેટલા અક્ષરો છે એ પણ તમે જાણો છો. એ અક્ષરોમાં સ્વરો કેટલા છે અને વ્યંજનો કેટલા છે એ પણ યાદ કરી જાઓ. જે બીજા કોઈ અક્ષરની મદદ વગર બોલી શકાય તે સ્વર. સ્વરની મદદ વગર જે બોલી જ ન શકાય તે વ્યંજન. બોલવું એટલે ઉચ્ચાર કરવો. આપણે બોલીએ છીએ ત્યારે શબ્દોમાં આવતા સ્વરો અને વ્યંજનોનો ઉચ્ચાર કરીએ છીએ. વળી સ્વર સાથે અનુસ્વાર કે વિસર્ગ હોય તો તેનો પણ આપણે ઉચ્ચાર કરીએ છીએ.

આ બધા ઉચ્ચાર આપણે કેવી રીતે કરીએ છીએ તેનો વિચાર કરો. મોઢું ન હોય તો કંઇ પણ ઉચ્ચાર આપણે ન કરી શકીએ. કેટલાક સ્વરો અને વ્યંજનો બોલી જાઓ એટલે મોઢાના કયા કયા ભાગો ઉચ્ચાર કરવામાં કામ આવે છે તે સમજાશે. ક અને પ અવાજ કાઢીને બોલો. ક કયાંથી બોલાય છે? ગળા-માંથી. પ કયાંથી બોલાય છે? હોઠમાંથી. આ પ્રમાણે ગળાથી હોઠ સુધીના મોઢાના બધા ભાગ સ્વર અને વ્યંજનોના ઉચ્ચાર કરવામાં ઉપયોગી થાય છે. આપણી જીભ પણ આ ઉચ્ચારો કરવામાં બહુ કામમાં આવે છે તે ભૂલતા નહિ. સ્વર અને વ્યંજનોને વર્ણો પણ કહેવામાં આવે છે. વર્ણ એટલે અક્ષર. વર્ણોચ્ચાર એટલે અક્ષરોનો ઉચ્ચાર. નીચે આપેલા વ્યંજનોના ઉચ્ચાર મોંના કયા ભાગમાંથી થાય છે તે કહો. એ બધામાં ઉચ્ચાર કરી શકાય તે ખાતર અ ભેળવેલો છે.

ક ચ ટ ત પ

કઃ–કંઠમાંથી બોલાય છે. કંઠ એટલે ગળું.

ચઃ–જે સ્થાનમાંથી બોલાય છે તેને તાલુ કહે છે. તાલુ એટલે મોંની અંદરનો ઉપરનો ભાગ. એ ભાગને જીભ અડકે એટલે ચ બોલાય છે.

ટઃ–જે સ્થાનમાંથી બોલાય છે તેને મૂર્ધા કહે છે. મૂર્ધા એટલે ઉપલા દાંતની ઉપરનો અને તાલુની નીચેનો ભાગ. એ ભાગને જીભ અડકે એટલે ટ બોલાય છે.

તઃ–દાંતની પાસેથી જ બોલાય છે. દાંતની પાસે જ જીભ આવે, દાંતને જીભ અડકે એટલે ત બોલાય છે.

પઃ–હોઠમાંથી બોલાય છે. હોઠ ભેગા કરવાથી પ બોલાય છે.

આ પ્રમાણે ઉચ્ચાર કરવાનાં આ પાંચ સ્થાનો ધ્યાનમાં રાખો. (૧) કંઠ (૨) તાલુ (૩) મૂર્ધા (૪) દાંત (૫) હોઠ.

બીજા જે વ્યંજનો તમે જાણો છો તે કયા કયા સ્થાનમાંથી બોલાય છે તેનો વિચાર કરી જુઓ. ચાર પાંચ વાર દરેક વ્યંજન બોલી જુઓ અને તેનો ઉચ્ચાર કયાંથી થાય છે તે ધ્યાન રાખો એટલે તરત ખબર પડશે. તાલુ અને મૂર્ધા તે મોંના કયા ભાગ છે તે બરાબર લક્ષમાં રાખજો. જે વ્યંજનમાં કોઇ પણ સ્વર મળેલો ન હોય તેની નીચે આવી નિશાની ્ મૂકાય છે.

ક્ ખ્ ગ્ ઘ્ ઙ્–આ પાંચ કંઠમાંથી બોલાય છે.

ચ્ છ્ જ્ ઝ્ ઞ્–આ પાંચ તાલુમાંથી બોલાય છે.

ટ્ ઠ્ ડ્ ઢ્ ણ્–આ પાંચ મૂર્ધામાંથી બોલાય છે.

ત્ થ્ દ્ ધ્ ન્–આ પાંચ દાંતમાંથી બોલાય છે.

પ્ ફ્ બ્ ભ્ મ્—આ પાંચ હોઠમાંથી બોલાય છે.

હવે બાકી રહેલા વ્યંજનોનો વિચાર કરીએ. ય્—તાલુમાંથી, ર્—મૂર્ધામાંથી, લ્—દાંતમાંથી અને વ્—દાંત અને હોઠ એ બે સ્થાન ભેગાં થવાથી બોલાય છે.

શ્ ષ્ સ્ એ ત્રણ વ્યંજનોના ઉચ્ચાર ઉપર પણ ખાસ ધ્યાન આપવું. ઉચ્ચાર કરવામાં ભૂલ કરીએ તો લખવામાં પણ ભૂલ થાય. શ્—તાલુમાંથી બોલાય છે, ષ્—મૂર્ધામાંથી બોલાય છે, અને સ્ દાંતમાંથી બોલાય છે.

હ્—કંઠમાંથી અને ળ્—મૂર્ધામાંથી બોલાય છે. ક્ષ્—ક્ અને ષ્ નો બનેલો છે અને જ્ઞ્—જ્ અને ઞ નો બનેલો છે એટલે ક્ષ્ અને જ્ઞ્ એ બેના ઉચ્ચારનાં સ્થાન જુદાં હોય નહિ. આ પ્રમાણે આપણી ભાષાના બધા વ્યંજનોનાં ઉચ્ચારસ્થાન આવી ગયાં. તે બધાં ફરીને યાદ કરી જાઓ. ઉચ્ચારનાં સ્થાનો પાંચ જ છે. તેમાં બધા વ્યંજનો જુદાં જુદાં સ્થાનમાં આવી ગયા.

હવે સ્વરોનો વિચાર કરો. સ્વરો વ્યંજનોમાં ભળે છે ત્યારે તેમના ઉચ્ચાર વ્યંજનોની સાથે ભળી જાય છે. પણ તેમના ઉચ્ચારનાં સ્થાનો ક્યાં છે તેનો વિચાર કરો. આ બધા સ્વરો જાણે કંઠમાંથી બોલાતા હોય એવું આપણને લાગે છે. પણ વધારે વખત ઉચ્ચાર કરતાં દરેકનું સ્પષ્ટ સ્થાન છે એમ પણ સમજાશે.

અ—ને આ—કંઠમાંથી, ઇ—ને ઈ—તાલુમાંથી, ઉ—અને ઊ હોઠમાંથી, ઋ—મૂર્ધામાંથી, બોલાય છે. એ—અને ઐ—બોલતાં કંઠ અને તાલુએ બે સ્થાનોની જરૂર પડે છે. ઓ—અને ઔ—બોલતાં કંઠ અને હોઠ એ બે સ્થાનોની જરૂર પડે છે.

આ પ્રમાણે સ્વરો અને વ્યંજનોનાં ઉચ્ચારસ્થાનો છે. નીચે

આપેલા કોઠામાં એ બધાને તેમના ઉચ્ચાર પ્રમાણે ગોઠવી દો.

| | કંઠ | તાલુ | મૂર્ધા | દાંત | હોઠ |
|---|---|---|---|---|---|
| વ્યં જ નો | | | | | |
| સ્વ રો | | | | | |

બે સ્થાનમાંથી ઉચ્ચારાતા કયા વર્ણો છે?

તેમનાં સ્થાન કયાં છે?

અનુસ્વાર અને વિસર્ગ એ બેના ઉચ્ચાર પણ કયાંથી થાય છે તેનો વિચાર કરો. અનુસ્વાર નાકમાંથી અને વિસર્ગ કંઠમાંથી બોલાય છે. ડંખ, હંસ, વંશ વગેરે શબ્દો બોલી જુઓ. પ્રાતઃકાળ, દુઃખ વગેરે શબ્દો પણ બોલી જુઓ.

વ્યંજન સાથે સ્વર મળેલો હોય ત્યારે, તેમ વળી એ સ્વર પછી અનુસ્વાર કે વિસર્ગ હોય ત્યારે, તેમ જ બે ત્રણ વ્યંજનો જોડાયેલા હોય ત્યારે પૂરેપૂરો ઉચ્ચાર સ્પષ્ટ કરવામાં આપણે સાવધ રહેવું પડે છે.

ઙ્ ને ઞ્ એ બે વ્યંજનોને તમે આપણી ભાષામાં વપરાયેલા જોયા છે? ના. પણ કેટલાક સંસ્કૃત શબ્દો આપણી ભાષામાં છે તેમાં એ વપરાય એવા છે એટલે આપણે જાણી રાખવા જોઇએ. આ બે ઉપરાંત બીજા ણ્, ન્ અને મ્—આ ત્રણ લો. એ પાંચ વ્યંજનો નાકમાંથી બોલાતા હોવાથી અનુનાસિક કહેવાય છે તે

ધ્યાનમાં રાખો. તે દરેકનું જુદું જુદું ઉચ્ચારસ્થાન છે એ તો આપણે જોયું. પણ તે ઉપરાંત એ દરેક વ્યંજન બોલતાં શ્વાસ નાકમાંથી નીકળે છે અને તેને લીધે એ બધાના ઉચ્ચારમાં જે ખાસ અસર થાય છે તે માટે એ વ્યંજનોને અનુનાસિક કહેવામાં આવે છે.

ઉચ્ચારનાં સ્થાનો પરથી વિભાગો કરીએ. કંઠમાંથી બોલાય તે બધા અક્ષરો **કંઠસ્થાની,** તાલુમાંથી બોલાતા અક્ષરો **તાલુસ્થાની,** મૂર્ધામાંથી બોલાતા અક્ષરો **મૂર્ધસ્થાની,** દાંતમાંથી બોલાતા અક્ષરો **દંતસ્થાની** અને હોઠમાંથી બોલાતા અક્ષરો **ઓષ્ઠસ્થાની** કહેવાય છે. ઓષ્ઠ એટલે હોઠ. એ વિભાગો માટે વપરાતા બીજા શબ્દો પણ જુઓ.

કંઠસ્થાની = કંઠ્ય        તાલુસ્થાની = તાલવ્ય

મૂર્ધસ્થાની = મૂર્ધન્ય        દંતસ્થાની = દંત્ય

ઓષ્ઠસ્થાની = ઓષ્ઠ્ય

નીચે આપેલા શબ્દો જે વ્યંજનો અને સ્વરોના બનેલા હોય તે બધાને છૂટા પાડો અને તે દરેકનાં ઉચ્ચારસ્થાન કહો.

ઈશ્વર

---

સ્વતંત્રતા

---

દુઃખ

---

 ૨૧૯૮૫

ધનુષ્ય

---

સ્પષ્ટ

---

સ્ત્રી

---

શાસ્ત્ર

---

શિક્ષણ

---

જ્ઞાન

---

**યાદ રાખો**

(૧) દરેક સ્વર અને વ્યંજનના ઉચ્ચારનું ખાસ સ્થાન હોય છે.

(૨) આપણે ચોખ્ખો ઉચ્ચાર કરીએ તો ઉચ્ચારનું સ્થાન તરત સમજાઈ જાય.

(૩) અનુસ્વાર અને વિસર્ગને પણ ઉચ્ચારસ્થાનો છે.

# પાઠ ત્રીજો

## સ્વરો અને વ્યંજનો

સ્વરો અને વ્યંજનો એકંદરે કેટલા છે અને એ બધાનાં ઉચ્ચારનાં સ્થાનો ક્યાં છે એ તમે જાણ્યું. એ બધા ઉચ્ચારો કરતાં બીજી કઈ બાબતો આપણા ધ્યાનમાં આવે છે તે જોઇએ.

| | |
|---|---|
| દિન | દીન |
| ગુરુ | ગૂજરાત |
| સુલભ | સૂક્ષ્મ |

આ શબ્દો ચોખ્ખા ઉચ્ચાર કરીને વાંચો. તે પ્રમાણે વાંચતાં તમને શું સમજાય છે? ડાબી બાજુના શબ્દોમાં જે સ્વરો છે તે ટૂંકા બોલાય છે. ટૂંકા એટલે હ્રસ્વ. જમણી બાજના શબ્દોમાં કેટલાક સ્વરો લાંબા બોલાય છે, દી, ગૂ, સૂ, એ ત્રણ અક્ષરોમાં છે તે. લાંબા એટલે દીર્ઘ. એકંદરે જે બધા સ્વરો છે તેમાં હ્રસ્વ અને દીર્ઘ કેટલા છે તે કહો.

અ, ઈ, ઉ, ઋ; — આ ચાર હ્રસ્વ સ્વર છે.

આ, ઈ, ઊ; — આ ત્રણ દીર્ઘ સ્વર છે.

એ, ઐ, ઓ, ઔ; આ ચાર સ્વરો તમને કેવા લાગે છે? ઉચ્ચારમાં તો એ ચારે દીર્ઘ લાગે છે. પણ બે સ્વરોના જોડાણથી એ ચારે સ્વરો બનેલા છે માટે તે જોડેલા — સંયુક્ત સ્વર કહેવાય છે.

વ્યંજનોમાં ઉચ્ચારનાં સ્થાનો પ્રમાણે જે વિભાગો થાય છે તે તો આપણે જોયા. હવે બીજા કોઈ વિભાગો થાય છે કે નહિ તે જોઈએ. વ્યંજનોના ઉચ્ચાર કરતાં અવાજ ઘેરો નીકળે છે કે કેવો તે જોઈએ. ક, ખ, ચ, ટ, ત, પ – આટલા વ્યંજનોનો ઉચ્ચાર કરો. ગ, ઘ, ઝ, ધ, બ, ભ, – આ વ્યંજનોનો પણ ઉચ્ચાર કરો. પહેલાના અને પાછળના વ્યંજનોના ઉચ્ચારથી જે અવાજ નીકળે છે જેમાં તમને કાંઈ ફેર લાગે છે ? ક, ખ, ચ, ટ, વગરે વ્યંજનો આપણે બોલીએ ત્યારે ઘેરો અવાજ નથી નીકળતો. ગ, ઘ, ઝ, ધ, બ, ભ, આ બધા વ્યંજનો આપણે બોલીએ ત્યારે ઘેરો અવાજ નીકળે છે. આ પ્રમાણે ઘેરા અવાજવાળા એટલે ઘોષ અને ઘેરા અવાજ વગરના એટલે અઘોષ એવા બે વિભાગો બધા વ્યંજનોના પડે છે.

| | | | |
|---|---|---|---|
| ક્ ખ્ | શ્ | | |
| ચ્ છ્ | ષ્ | | |
| ટ્ ઠ્ | સ્ | } | આ તેર અઘોષ વ્યંજનો છે. |
| ત્ થ્ | | | |
| પ્ ફ્ | | | |

| | | | |
|---|---|---|---|
| ગ્ ઘ્ ઙ્ | ય્ | | |
| જ્ ઝ્ ઞ્ | ર્ | | |
| ડ્ ઢ્ ણ્ | લ્ | } | આ એકવીસ ઘોષ વ્યંજનો છે. |
| | વ્ | | |
| દ્ ધ્ ન્ | હ્ | | |
| બ્ ભ્ મ્ | ળ્ | | |

નીચે આપેલા શબ્દોમાં રહેલા સ્વર અને વ્યંજનો છૂટા પાડો અને તે બધાનાં ઉચ્ચારનાં સ્થાનો કયાં છે તે કહો. તેમ જ કયા કયા વર્ગના વ્યંજનો છે તે પણ જણાવો.

દરિદ્રતા

સ્વરાજ્ય

અપ્સરા

તન્ત્રી

પ્રસિદ્ધ

**યાદ રાખો**

(૧) હ્રસ્વ, દીર્ઘ અને સંયુક્ત એવા ત્રણ વિભાગો સ્વરોના છે.

(૨) ઘોષ અને અઘોષ એવા બે વિભાગો વ્યંજનોના છે.

(૩) સ્પષ્ટ બોલીએ તો આ બધા વિભાગોનું રહસ્ય તરત સમજાય છે.

# પાઠ ચોથો

## સન્ધિ

| | | |
|---|---|---|
| સૂર્યાસ્ત | રમેશ | દેવેન્દ્ર |
| કુલોત્પન્ન | રાજર્ષિ | મહાત્મા |
| પરમેશ્વર | અત્યાચાર | ગિરીશ |
| જગદીશ | સજ્જન | દિગન્ત |

આ બધા શબ્દો વાંચી જાઓ. એ દરેક શબ્દ કેવી રીતે બનેલો છે તેનો વિચાર કરો. અર્થ સમજીને, જે શબ્દો જોડાયેલા છે તે છૂટા પાડવાનો પ્રયત્ન કરો. સૂર્યાસ્ત–આમાં કયા બે શબ્દો છે તે કહો. (૧) સૂર્ય (૨) અસ્ત. ત્યારે સૂર્યઅસ્ત ને બદલે સૂર્યાસ્ત શબ્દ કેમ બન્યો? શો ફેરફાર થયો તેનો વિચાર કરો. તે જ પ્રમાણે રમાઈશ ને બદલે રમેશ, દેવઇન્દ્ર ને બદલે દેવેન્દ્ર, કુલઉત્પન્ન ને બદલે કુલોત્પન્ન, રાજઋષિ ને બદલે રાજર્ષિ, મહાઆત્માને બદલે મહાત્મા વગેરે શબ્દ બનેલા છે. બાકી રહેલા શબ્દોને ઉપર પાડ્યા તેમ છૂટા પાડો.

| | |
|---|---|
| પરમેશ્વર = | અત્યાચાર = |
| ગિરીશ = | જગદીશ = |
| સજ્જન = | દિગન્ત = |

બે શબ્દો જોડાઈને બનતા શબ્દમાં શું બને છે? આગળના શબ્દનો છેલ્લો અક્ષર અને પાછળ આવતા શબ્દનો પહેલો અક્ષર એ બે અક્ષરોના જોડાણમાંથી એક અક્ષર બને છે.

મહા આત્મા = મહાત્મા  રમા ઈશ = રમેશ

૧ ૨  ૧  ૧ ૨  ૧

મહાત્મા અને રમેશ એ બે શબ્દોમાં કયા બે અક્ષરોનું જોડાણ થયું છે તે કહો. મહા શબ્દમાં છેલ્લો અક્ષર આ છે; આત્મા શબ્દમાં પહેલો અક્ષર આ છે. આ પ્રમાણે મહાત્મા શબ્દમાં બે આ નું જોડાણ થયું. રમા શબ્દમાં છેલ્લો અક્ષર આ છે; ઈશ શબ્દમાં પહેલો અક્ષર ઈ છે. આ પ્રમાણે રમેશ શબ્દમાં આ અને ઈ નું જોડાણ થયું. આવા જોડાણને સન્ધિ કહેવામાં આવે છે.

નીચે આપેલા શબ્દોમાં કયા બે અક્ષરોનું જોડાણ થયું છે અને એ જોડાણ થતાં કયો અક્ષર બન્યો છે તે કહો.

(૧) મહેન્દ્ર (૨) મહાશય (૩) ગણેશ (૪) સૂર્યોદય
(૫) પ્રશ્નોત્તર (૬) મહર્ષિ (૭) પૃથ્વીશ (૮) પુસ્તકાલય

## સ્વરસન્ધિ

બે સ્વરોનું જોડાણ તે સ્વરસન્ધિ. આગળ કયો સ્વર છે અને પાછળ કયો સ્વર છે તે ખાસ ધ્યાનમાં રાખવું.

સૂર્ય + ઉદય – આમાં સૂર્ય શબ્દને છેડે આવેલો અ આગળ છે અને પાછળ ઉદય શબ્દનો ઉ છે; એટલે આગળ અ અને પાછળ ઉ છે. આમ આ બે સ્વરો જોડવાના છે. સૂર્ય + અસ્ત આમાં અ સાથે અ જોડવાનો છે. આ પ્રમાણે કયા બે સ્વરોની સન્ધિ કરવાની છે તે બરાબર ધ્યાનમાં રાખવું.

| | કયા બે સ્વર જોડાયા? | કયો વર્ણ બન્યો? |
|---|---|---|
| સૂર્ય + અસ્ત = સૂર્યાસ્ત | અ પછી અ | આ |
| દેવ + આલય = દેવાલય | અ પછી આ | આ |
| નર + ઇન્દ્ર = નરેન્દ્ર | અ પછી ઇ | એ |
| પરમ + ઈશ્વર = પરમેશ્વર | અ પછી ઈ | એ |

| | | |
|---|---|---|
| સૂર્ય + ઉદય = સૂર્યોદય<br>નવ + ઊઢા = નવોઢા | અ પછી ઉ<br>અ પછી ઊ | ઓ<br>ઓ |
| સપ્ત + ઋષિ = સપ્તર્ષિ | અ પછી ઋ | અર્ |
| એક + એક = એકૈક<br>ઇન્દ્ર + ઐરાવત= ઇન્દ્રૈરાવત | અ પછી એ<br>અ પછી ઐ | ઐ<br>ઐ |
| દન્ત + ઓષ્ઠ = દન્તૌષ્ઠ<br>પરમ + ઔદાર્ય = પરમૌદાર્ય | અ પછી ઓ<br>અ પછી ઔ | ઔ<br>ઔ |

આમાં **અ** ની બધા સ્વરો સાથેની સન્ધિ દર્શાવેલી છે. સન્ધિ થતાં જે વર્ણ બને છે, તે જોડાતા બંને સ્વરોને બદલે આવે છે. સપ્ત + ઋષિ – આમાં **સપ્ત**ને છેડે આવેલો **અ** અને **ઋ**ષિની શરૂઆતમાં આવેલો **ઋ** એ બંનેને બદલે **અર્** મૂકવાનો છે. સપ્ત + ઋષિ = સપ્ત્ + **અ** + **ઋ** + ષિ = સપ્ત્ + **અર્** + ષિ. **અ** સપ્ત્‌ને અન્તે ભાળી જશે અને ર્ નો રેફ થઇ ષિ ઉપર આવી જશે એટલે **સપ્તર્ષિ** શબ્દ બનશે.

**આ** સ્વર છે તે **અ** નો દીર્ઘ સ્વર લેખાય છે; એટલે જે સન્ધિ ઉપર **અ** માટે દર્શાવી છે તે જ સન્ધિ **આ** માટે પણ સમજવી. ઉપરની બધી સન્ધિમાં આગળ **અ** છે, તેને બદલે **આ** હોય તો પણ એનું એ જ પરિણામ આવે છે.

તથા + અપિ = તથાપિ; મહા + આશય = મહાશય;
મહા + ઇન્દ્ર = મહેન્દ્ર; મહા + ઈશ = મહેશ;
મહા + ઉત્સવ = મહોત્સવ;

આટલી સન્ધિ તમે જોઇ તેમાં અ ને આ કેવી રીતે જોડાય છે અને તેનું પરિણામ શું આવે છે તેનો વિચાર કરો.

આગળ અ હોય, પાછળ અ હોય;
આગળ અ હોય, પાછળ આ હોય;
આગળ આ હોય, પાછળ અ હોય;
આગળ આ હોય, પાછળ પણ આ હોય;

આ ચારે સન્ધિમાં પરિણામે તો આ જ બને છે. તેનું કારણ શું ? કારણ કે અ ને આ જુદી જાતના સ્વર જ ગણાતા નથી. અ નું દીર્ઘ રૂપ તે આ. એટલે અ ને આ એક જ જાતના—સજાતીય સ્વર છે; અને જ્યારે બે હ્રસ્વ કે દીર્ઘ સજાતીય સ્વરની સન્ધિ કરવાની હોય, ત્યારે એ બંનેને જોડીને એ જ જાતનો દીર્ઘ સ્વર મૂકવામાં આવે છે. અ હ્રસ્વ છે, આ દીર્ઘ છે; માટે એ બે સ્વરોને ગમે તે રીતે જોડીએ તો પરિણામે આ જ બને.

આવા હ્રસ્વ અને દીર્ઘ સ્વરનાં બીજાં જોડકાં કયાં કયાં છે ? ઇ અને ઈ, ઉ અને ઊ, ઋ ને પણ દીર્ઘ સ્વર ૠ છે, પણ તે આપણી ગુજરાતી ભાષામાં ભાગ્યે જ વપરાય છે. સજાતીય સ્વરની જે સન્ધિ અ અને આ માટે કહી તેવી જ સન્ધિ આ બધાં જોડકાં માટે પણ સમજવાની.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રવિ + ઇન્દ્ર | = | રવીન્દ્ર | ગિરિ + ઇશ | = | ગિરીશ |
| પૃથ્વી+ ઇન્દ્ર | = | પૃથ્વીન્દ્ર | સતી + ઇશ | = | સતીશ |
| સુ + ઉક્ત | = | સૂક્ત | સિન્ધુ + ઊર્મિ | = | સિન્ધૂર્મિ |
| ઊ + ઉ | = | ઊ | ઊ + ઊ | = | ઊ |

[ ઋ સાથે ઋ મળે તો દીર્ઘ ૠ બને. આવો દીર્ઘ ૠ સંસ્કૃતમાં છે. આપણી ભાષામાં એ ૠ નો પ્રયોગ નથી. પણ આ

સામાન્ય નિયમ ધ્યાનમાં રાખવો કે બે સજાતીય સ્વરોની સન્ધિ કરીએ તો પરિણામે એ જાતનો દીર્ઘ સ્વર આવે છે.]

ઇ પછી ઇ કે ઈ આવે તો તે બંને સજાતીય સ્વર કહેવાય. પણ ઇ પછી એ, ઉ, અ—આવો કોઇ સ્વર આવે તો? એ, ઉ, અ, —આ સ્વરો ઇ ની જાતના નથી, પણ ઇ થી જુદી જાતના છે માટે વિજાતીય કહેવાય સજાતીય સ્વરોની સન્ધિ જેમ આપણે જોઇ તેમ વિજાતીય સ્વરોની સન્ધિ પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

અતિ + આચાર = અત્યાચાર—આમાં ઈ પછી આ—એક વિજાતીય સ્વર આવ્યો છે માટે ઈ નો ય્ થયો અને પાછળ આવેલો સ્વર આ એ ય્ માં ભળી ગયો. તે જ પ્રમાણે દેવી + આજ્ઞા = દેવ્યાજ્ઞા. ઇ કે ઈ પછી કોઈ વિજાતીય સ્વર આવે તો ઇ કે ઈ નો ય્ થાય અને એ ય્ માં પાછળ આવેલો વિજાતીય સ્વર ભળી જાય.

ઉ ની વિજાતીય સ્વર સાથેની સન્ધિમાં શું બને છે તેનો વિચાર કરો.

સુ + અચ્છ = સ્વચ્છ. ધેનુ + આદિ = ધેન્વાદિ.

ઉ કે ઊ પછી કોઇ વિજાતીય સ્વર આવે તો ઉ કે ઊ નો વ્ થાય અને પાછળ આવેલો વિજાતીય સ્વર એ વ્ માં ભળી જાય. ઋ માટે પણ વિજાતીય સ્વરની સન્ધિનો આવો જ નિયમ સમજવાનો. ઋ નો ર્ થાય છે.

ધરિતૃ + ઈ = ધરિત્રી વિધાતૃ + ઈ = વિધાત્રી

હવે કયા સ્વરોની સન્ધિ બાકી રહી તેનો વિચાર કરો. એ, ઐ, ઓ અને ઔ—આ ચાર સ્વરો પછી કોઈ પણ સ્વર આવે તો શી સન્ધિ થાય છે તે જુઓ.

ને + અન = નયન :— એ નો અય્ થાય.
ગૈ + અક = ગાયક :— ઐ નો આય્ થાય.
પો + ઇત્ર = પવિત્ર :— ઓ નો અવ્ થાય.
શ્રૌ + અક = શ્રાવક :— ઔ નો આવ્ થાય.

જે સ્વરો સાથે આવતા હોય, તે સ્વરોની સન્ધિ કરીને નીચે આપેલા શબ્દો જોડો.

| | |
|---|---|
| રસ + ઉત્સવ = | પરિ + ઈક્ષક = |
| નર + ઇન્દ્ર = | પરમ + અણુ = |
| લોહ + આસવ = | ગુરુ + ઈશ = |
| મહા + ઋષિ = | પૌ + અન = |
| સદા + એવ = | અધિ + આય = |
| મહી + ઈશ = | અનુ + અય = |
| પ્રતિ + અક્ષ = | અભિ + આસ = |
| હિમ + આલય = | મહા + ઐક્ય= |

વિજાતીય સ્વરોની સન્ધિમાં ઇ કે ઈ નો ય્, ઉ કે ઊ નો વ્ અને ઋ નો ર્ થાય છે એ તમારા ધ્યાનમાં આવ્યું હશે. તે જ પ્રમાણે એક ऌ સ્વર સંસ્કૃત ભાષામાં વપરાય છે અને તેનો લ્ થાય છે. આમ હોવાને લીધે ય્ વ્ ર્ લ્—આ ચાર વ્યંજનોને અર્ધસ્વર કહેવામાં આવે છે. કંઈક અંશે આ ચાર વ્યંજનોના ઉચ્ચારો સ્વર જેવા હોવાથી તે બધા અર્ધસ્વર કહેવાય છે.

## વ્યંજનસન્ધિ

સ્વરો કેમ જોડાય છે એ આપણે જોયું. હવે વ્યંજનોની સન્ધિ કેમ થાય છે તે જોઈએ. પ્રથમ તો વ્યંજનો પછી સ્વર

આવે તો કેવું જોડાણ થાય છે તે જોઇએ. વ્યંજનો પછી સ્વર આવે ત્યારે કાંઇ ખાસ ફેરફાર ન થતો હોય તો પાછળ આવેલો સ્વર વ્યંજનમાં ભળી જાય છે. આપણે ત્યાં છેડે વ્યંજન આવતો હોય એવા શબ્દો સંસ્કૃત ભાષામાંથી આવ્યા હોય તે છે. છતાં ઘણીવાર આપણે તો એવા શબ્દોને સ્વરાન્ત બનાવી દઇએ છીએ. સંસ્કૃત ભાષામાં જગત્ શબ્દ છેડે ત્ વાળો છે; પણ આપણે તો વ્યવહારમાં જગત – છેડે અ વાળો શબ્દ જ વાપરીએ છીએ. જગત્‌થી એમ બોલવા કે લખવાને બદલે આપણે જગતથી એમ જ બોલીએ છીએ અને લખીએ છીએ.

છતાં વ્યંજનસન્ધિ જેમાં થઈ હોય એવા ઘણા સંસ્કૃત શબ્દો આપણી ભાષામાં વપરાય છે અને તે બધા શબ્દો આપણે બરાબર સમજી શકીએ તેટલા ખાતર વ્યંજનસન્ધિ જાણવાની જરૂર છે.

| | |
|---|---|
| દિક્ + અન્ત = દિગન્ત<br>ષટ્ + અધ્યાય = ષડધ્યાય<br>સત્ + આચાર = સદાચાર | આ ત્રણ સન્ધિમાં પાછળ સ્વર આવ્યો છે. શો ફેરફાર થયો છે તે જુઓ. |
| દિક્ + દિગન્ત = દિગ્દિગન્ત<br>ષટ્ + ગુણ = ષડ્ગુણ<br>સત્ + બોધ = સદ્બોધ | આ ત્રણ સન્ધિમાં પાછળ કેવો વ્યંજન છે? ઘોષ વ્યંજન. શો ફેરફાર થયો છે તે જુઓ. |

ઉપર આપેલી સન્ધિ ઉપરથી આપણને દેખાય છે કે ક્ ટ્ ત્ પછી કોઇ સ્વર કે ઘોષ વ્યંજન આવે તો ક્ નો ગ્, ટ્ નો ડ્ અને ત્ નો દ્ થાય છે. આવો જ ફેરફાર ચ્ અને પ્ માં પણ થાય છે. એટલે હવે આપણે એક સામાન્ય નિયમ બનાવીએ. ક્ થી મ્ સુધીના પચ્ચીસ વ્યંજનોના આપણે પાંચ વર્ગ પાડેલા છે તે તમને

ચાર જ હશે. આ પચ્ચીસ વ્યંજનોને વર્ગીય વ્યંજનો પણ કહેવામાં આવે છે. વળી આ પચ્ચીસ વ્યંજનોના ઉચ્ચાર કરતાં જીભનો સ્પર્શ ઉચ્ચારના સ્થાનને સ્પષ્ટ રીતે થાય છે માટે એ બધાને 'સ્પર્શવ્યંજનો' પણ કહેવામાં આવે છે. હવે ઉપર આપેલા વ્યંજનસન્ધિના દાખલા ઉપરથી આપણે નિયમ શોધીએ. ઉપર દર્શાવેલા પાંચ વર્ગોમાંથી કોઈ પણ વર્ગનો પહેલો વ્યંજન આગળ હોય અને પાછળ કોઇ પણ સ્વર અથવા કોઈ ઘોષવ્યંજન હોય તો આગળના વ્યંજનને બદલે, તે જે વર્ગનો હોય તે વર્ગનો ત્રીજો વ્યંજન મૂકવો, અને તે વ્યંજનને પાછળ આવેલા સ્વર અથવા વ્યંજન સાથે જોડી દેવો.

હવે નીચે જે સન્ધિ આપેલી છે તે જુઓ અને તેમાં જે ફેરફાર થયો છે તે શા કારણથી થયો છે તેનો વિચાર કરો.

વાક્ + મય = વાઙ્મય ચિત્ + માત્ર = ચિન્માત્ર.
ષટ્ + મુખ = ષણ્મુખ ઉત્ + માદ = ઉન્માદ.

આગળ શું છે? પાંચ વર્ગોમાંનો કોઈ એક વર્ગનો પહેલો વ્યંજન. પાછળ શું છે? પાંચ વર્ગોમાંનો કોઈ એક વર્ગનો છેલ્લો વ્યંજન એટલે અનુનાસિક. પરિણામ શું આવ્યું? આગળના વ્યંજનને બદલે એ જ વર્ગનો અનુનાસિક મૂકવામાં આવ્યો છે; ક્ ને બદલે ઙ્, ટ્ ને બદલે ણ્ અને ત્ ને બદલે ન્.

દિગ્ + પાલ = દિક્પાલ જગદ્ + પિતા = જગત્પિતા
ષડ્ + કોણ = ષટ્કોણ ઉદ્ + પન્ન = ઉત્પન્ન

આમાં બધામાં પાછળ અઘોષ વ્યંજનો આવેલા છે તે જુઓ. પરિણામે આગળના વર્ગીય વ્યંજનોને બદલે તે તે વર્ગનો પહેલો વ્યંજન મૂકીને સન્ધિ કરવામાં આવી છે.

નીચે આપેલા શબ્દો સન્ધિ કરીને જોડો.

| | |
|---|---|
| જગત્ + ગુરુ = | અપ્ + જ = |
| જગત્ + નાથ = | ષટ્ + આનન= |
| દિગ્ + પ્રાન્ત = | ભગવત્ + ગીતા = |
| સદ્ + કાર = | દિગ્ + કાલ = |
| તત્ + માત્રા = | ઉદ્ + પાત = |

હવે દન્ત્ય વ્યંજનો સાથે તાલવ્ય વ્યંજનો કેમ જોડાય છે તે જોઇએ.

| | |
|---|---|
| ઉદ્ + ચાર = ઉચ્ચાર | જગત્ + ચિત્ર = જગચ્ચિત્ર |
| જગત્ + છત્ર = જગચ્છત્ર | જગદ્ + જનની = જગજ્જનની |

શો ફેરફાર થયો છે ? તાલવ્ય વ્યંજનમાં કાંઈ ફેરફાર થયો નથી. દન્ત્ય વ્યંજનનો પણ તાલવ્ય વ્યંજન થઇ ગયો છે. પણ પહેલા દન્ત્યને બદલે પહેલો તાલવ્ય અને ત્રીજાને બદલે ત્રીજો મૂકવામાં આવ્યો છે, એ ધ્યાનમાં રાખો. ત્ નો ચ્, થ્ નો છ્, દ્ નો જ્…………… આ પ્રમાણે અહીં સન્ધિ થાય.

આ જ પ્રમાણે દન્ત્ય વ્યંજનોની મૂર્ધન્ય વ્યંજનો જોડે સન્ધિ થાય છે.

| | |
|---|---|
| ઉદ્ + ડયન = ઉડ્ડયન | સત્ + ટીકા = સટ્ટીકા |

આવી જ રીતે દન્ત્ય વ્યંજનોની લ્ જોડે સન્ધિ થાય છે.

| | |
|---|---|
| તદ્ + લીન = તલ્લીન | તદ્ + લાવણ્ય = તલ્લાવણ્ય |
| ઉદ્ + લોલ = ઉલ્લોલ | જગત્ + લય = જગલ્લય |

લ્ માં કાંઈ ફેરફાર નથી થયો. દન્ત્ય વ્યંજનમાં શો ફેરફાર થયો છે તે જુઓ.

તદ્ + શાસ્ર = તચ્છાસ્ર      ઉદ્ + શ્વાસ = ઉચ્છ્વાસ

અહીં તાલવ્ય શ્ માં શો ફેરફાર થયો છે તે જુઓ. આગળ આવેલા અને પાછળ આવેલા બંને વ્યંજનોમાં અહીં ફેરફર થયો છે. ઉચ્છિષ્ટ શબ્દ કેવી રીતે બન્યો હશે તેનો આ ઉપરથી વિચાર કરો.

| | | |
|---|---|---|
| સિધ્ધ | પ્રસિદ્ધ | નિષિદ્ધ |
| સુપ્ત | પ્રસુપ્ત | સુષુપ્ત |
| સ્થિર | અસ્થિર | યુધિષ્ઠિર |
| સાદ | પ્રસાદ | વિષાદ |
| સમ | અસમ | વિષમ |

ઉપર શબ્દોની ત્રણ હાર આપેલી છે. પહેલી હારમાં દન્ત્ય સ્ છે તે જોઇ જાઓ. બીજી હારમાં એ દન્ત્ય સ્ રહ્યો છે તે પણ જુઓ. ત્રીજી હારમાં એ દન્ત્ય સ્ નો મૂર્ધન્ય ષ્ થઇ ગયો છે. શા માટે ? સ્ પહેલાં અ કે આ સિવાયનો કોઇ સ્વર આવે તો તેનો ષ્ થઈ જાય. યુધિષ્ઠિર શબ્દમાં તો એક વધારે ફેરફાર પણ થયો છે. શો થયો છે તે કહો.

તદ્ + હિત = તદ્ધિત      ઉદ્ + હાર = ઉદ્ધાર

અહીં હ્ માં શો ફેરફાર થયો છે તે જુઓ. એવા હ્ ના ફેરફારવાળા બીજા શબ્દો કહો.

નીચે આપેલા શબ્દો સન્ધિ છૂટી પાડીને લખો. કયા કયા સ્વર કે વ્યજનની સન્ધિ થઈ છે તે પણ કહો.

| | | | |
|---|---|---|---|
| મહેશ | = | ઉન્મત્ત | = |
| ચિદાનંદ | = | પાઠાવલિ | = |
| મહૌષધિ | = | વિધ્યર્થ | = |

| | | | |
|---|---|---|---|
| વાગ્દેવી | = | ઉપર્યુક્ત | = |
| સ્પર્શેન્દ્રિય | = | ભાષાન્તર | = |
| કવીશ્વર | = | ઉલ્લંઘન | = |
| ઉપાહાર | = | દિગન્ત | = |
| જગદાધાર | = | અત્યન્ત | = |
| કૃષ્ણાર્પણ | = | સત્યાશ્રય | = |
| હિમાલય | = | કુલાચાર | = |

## વિસર્ગસન્ધિ

આપણી ભાષામાં સંસ્કૃતમાંથી કેટલાક શબ્દો આવેલા છે તેમાં વિસર્ગની સન્ધિ થયેલી છે. આજે આપણે ગુજરાતીમાં અન્તે વિસર્ગ હોય એવા શબ્દ ભાગ્યે જ વાપરીએ છીએ. સંસ્કૃતમાં તો શબ્દ કે પદને અન્તે સ્ હોય તે હમેશાં વિસર્ગ જ ગણાય છે. **મનસ્ = મનઃ, તેજસ્ = તેજઃ, સરસ્ = સરઃ,** આ પ્રમાણે સંસ્કૃતમાં બને છે. અન્તે આવેલા ર્ નો પણ કેટલાક શબ્દોમાં વિસર્ગ બનેલો છે. **પ્રાતર્ + કાળ = પ્રાતઃકાળ, અન્તર્ + કરણ = અંતઃકરણ, પુનર્ = પુનઃ.**

| | |
|---|---|
| **મનઃ + હર = મનોહર** | **અમ્ભઃ + નિધિ = અમ્ભોનિધિ** |
| **તેજઃ + વધ = તેજોવધ** | **સરઃ + વર = સરોવર** |
| **સરઃ + જ = સરોજ** | **અધઃ + ગતિ = અધોગતિ** |
| **રજઃ + ગુણ = રજોગુણ** | **તપઃ + વન = તપોવન** |

વિસર્ગ સન્ધિમાં વિસર્ગની પહેલાં કયો અક્ષર છે અને વિસર્ગની પછી કયો અક્ષર છે તે બંને પર ધ્યાન આપવું પડે છે. ઉપર જે ઉદાહરણ આપ્યાં છે તે બધામાં વિસર્ગ પહેલાં શું છે?

બધામાં વિસર્ગ પહેલાં અ છે. વિસર્ગ પહેલાં કોઇક સ્વર જ હોવો જોઇએ, વ્યંજન કદી ન આવે એ ભૂલતા નહિ. વિસગ પછી શું છે ? બધે જ ઘોષ વ્યંજન છે. આ પ્રમાણે વિસર્ગ પહેલાં અ હોય અને વિસર્ગ પછી કોઇ ઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો ઉ થાય, અને તે ઉ આગળના અ જોડે મળે એટલે આપણે સ્વરસન્ધિમાં જોયું છે તે પ્રમાણે અ ને ઉ મળીને ઓ થાય.

| | |
|---|---|
| નિઃ + અભિમાન = નિરભિમાન | દુઃ + ગુણ = દુર્ગુણ |
| નિઃ + ઉપયોગી = નિરુપયોગી | નિઃ + જીવ = નીર્જીવ |
| દુઃ + આચાર = દુરાચાર | દુઃ + જય = દુર્જય |
| નિઃ + ઉત્તર = નિરુત્તર | નિઃ + ભય = નિર્ભય |

અહીં વિસર્ગ પહેલાં બધે અ કે આ સિવાયનો કોઇ સ્વર છે. વિસર્ગ પછી કોઈ સ્વર અથવા ઘોષ વ્યંજન છે. વિસર્ગનું શું થયું છે ? ર્ થયો છે. એ ર્ પાછળ આવેલા સ્વર અથવા વ્યંજનમાં કેવી રીતે ભળ્યો છે તે જુઓ. આવી સન્ધિમાં વિસર્ગ, પછી ર્ થી શરૂ થતો શબ્દો આવે તો શું થાય છે તે જુઓ.

નિઃ + રવ = નિર્ + રવ = નીરવ
નિઃ + રસ = નિર્ + રસ = નીરસ

| | |
|---|---|
| નિઃ + ચેતન = નિશ્ચેતન | નિઃ + તેજ = નિસ્તેજ |
| શિરઃ + છેદ = શિરશ્છેદ | શિરઃ + ત્રાણ = શિરસ્ત્રાણ |

વિસર્ગ પહેલા ગમે તે સ્વર હોય, પણ વિસર્ગ પછી જો ચ્ કે છ્ આવે તો વિસર્ગ નો શ્ થાય; વિસર્ગ પછી ત્ કે થ્ આવે તો વિસર્ગનો સ્ થાય, ટ્ કે ઠ્ આવે તો ષ્ થાય.

નીચે આપેલા શબ્દોમાં સન્ધિ છે તે છૂટી પાડો.

| | |
|---|---|
| મનોરમ = | દુશ્ચરિત = |
| દુસ્તર = | હરિશ્ચન્દ્ર = |
| નિર્વેદ = | નીરોગ = |
| તપોધન = | મનોજ = |
| નિરાધાર = | તેજોરાશિ = |

**યાદ રાખો**

( ૧ ) સ્વરસન્ધિ, વ્યંજનસન્ધિ, અને વિસર્ગસન્ધિ એ ત્રણ સન્ધિના ભેદ છે.

( ૨ ) સન્ધિ કર્યા પછી વ્યંજનો એક બીજા સાથે કે સ્વર સાથે જોડાઇ જાય છે.

( ૩ ) સજાતીય એટલે એક જાતના અને વિજાતીય એટલે જુદી જાતના.

# પાઠ ચોથો

## અનુસ્વાર

| | |
|---|---|
| હંસ | આંખ |
| સંવાદ | ઊંઘ |
| પિંડ | ઈંટ |
| શંકા | ભીંજાય |

ડાબી બાજુના ચારે શબ્દો વાંચી જાઓ. એ શબ્દોમાં અનુસ્વારનો ઉચ્ચાર કેવો થાય છે તે ધ્યાનમાં રાખો. પછી જમણી બાજુના ચારે શબ્દો વાંચી જાઓ. એ શબ્દોમાં અનુસ્વારના ઉચ્ચાર કેવા થાય છે તે જુઓ. હંસ શબ્દમાં અનુસ્વારનો જેવો ઉચ્ચાર છે તેવો આંખ શબ્દમાં છે? ના. હંસ શબ્દમાં અનુસ્વારનો પૂરો ઉચ્ચાર થાય છે. આંખ શબ્દમાં અનુસ્વારનો અધૂરો ઉચ્ચાર થાય છે. આ પ્રમાણે આપણી ભાષામાં અનુસ્વારના બે ઉચ્ચાર થાય છે, તે ધ્યાનમાં રાખવું.

પૂરા ઉચ્ચારવાળા અનુસ્વાર જેમાં હોય એવા થોડાક શબ્દો લઈએ.

| | | |
|---|---|---|
| ગંગા | પંચ | પંથ |
| સંયમ | ચંપો | કંઠ |
| પંડિત | રંગ | ચંદ્ર |
| શાંતિ | સંચય | કુંભ |

સંસ્કૃત શબ્દોમાં અનુસ્વાર લખવાની એક બીજી રીત પણ છે. અનુસ્વાર પછી જો ક્ થી મ્ સુધીના સ્પર્શ વ્યંજનોમાંથી એકાદ હોય તો એ વ્યંજન જે વર્ગનો હોય તે વર્ગનો અનુનાસિક અનુસ્વારને બદલે મૂકાય.

ગંગા = ગઙ્ગા, પંચ = પઞ્ચ, પંડિત = પણ્ડિત,
શાંતિ = શાન્તિ, સંચય = સઞ્ચય, કુંભ = કુમ્ભ,
પંથ = પન્થ.

ગુજરાતીમાં પણ કેટલાક શબ્દો આપણે આમ અનુનાસિક જોડીને લખીએ છીએ.

પરંતુ જો પાછળ સ્પર્શવ્યંજન સિવાયનો કોઈ વ્યંજન હોય તો તો અનુસ્વાર જ લખાય. સ્પર્શ વ્યંજન સિવાયના બધા વ્યંજનો અસ્પર્શવ્યંજનો કહેવાય છે.

હંસ, સંવાદ, સંયમ, સિંહ, સંરક્ષણ, સંલગ્ન, અંશ—વગેરે શબ્દોમાં તો અનુસ્વાર જ લખાય.

નીચે આપેલા શબ્દો અનુસ્વારને બદલે જે અનુનાસિક મૂકી શકાય તે મૂકીને લખો.

| | |
|---|---|
| બ્રહ્માંડ = | કંથ = |
| ચિંતા = | મંદ = |
| સંત = | સંપ = |
| સંચાર = | દંભ = |
| શંકર = | સંમતિ = |

જેમાં અનુસ્વારનો અધૂરો ઉચ્ચાર થતો હોય એવા સાત શબ્દો આપોઃ

સૂંઠ, લાંબું,

<u>યાદ રાખો</u>

(૧) આપણી ભાષામાં અનુસ્વારના બે ઉચ્ચાર છે.

(૨) અનુસ્વારનો પૂરો ઉચ્ચાર થતો હોય ત્યાં તેને બદલે પાછળ આવેલા વ્યંજનનો અનુનાસિક કેટલાક શબ્દોમાં લખાય છે.

# પાઠ પાંચમો

## ચાલો વાર્તા લખીએ

નાની સરખી વાત કહેતાં તો તમને જરૂર આવડે. અને જે વાત તમે કહી શકો તે લખવાનો પ્રયત્ન પણ તમારે કરવો જોઇએ. વાતમાં જે બાબતો આપણે કહેવાની હોય તે બરાબર ધ્યાનમાં રાખી લેવી જોઇએ. તે પછી સરસ રીતે, સાંભળનાર કે વાંચનારને ગમે તેમ એ વાર્તા આપણે કહેવી જોઇએ.

નીચે ચાર ચિત્રો આપેલાં છે. એ ચાર ચિત્રોમાં શું છે તે ટૂંકમાં બાજુમાં લખેલું છે. એ બધું વાંચી જાઓ અને બરાબર સમજી લો. તે પછી નીચે આપેલી જગ્યામાં આખી વાત લખો.



એક ગૃહસ્થ હતા. તેમને પ્રાણીઓનો બહુ શોખ. એમણે એક વાઘનું બચ્ચું પાળેલું. ગૃહસ્થ વાચવામાં લીન છે. પેલું બચ્ચું પાસે જ રમે છે.

ગૃહસ્થનો લટકતો હાથ એ બચ્ચું ચાટવા માંડે છે. બચ્ચું તો ચાટતાં ચાટતાં લોહી કાઢે છે. પેલા ભાઇનું ધ્યાન ખેંચાય છે. પણ લોહી ચાખ્યું હોય એવા વાઘના બચ્ચાને કેમ છંછેડાય ?





એક હુશિયાર નોકર આ જોઇ જાય છે. થોડી વાર વિચાર કરી એ તરત કાંઈક નક્કી કરે છે. દરમ્યાન પેલા ભાઈ શાંત બેસી રહે છે.

એ નોકર તરત બંદૂક લઇ આવે છે. પછી ? . . . .

. . . . . . . . . . . .

પેલા ગૃહસ્થ નોકર ઉપર ખુશ થઈ જાય છે.



# પાઠ છઠ્ઠો

## વિભક્તિના અર્થ

[**શિક્ષકભાઇઓને:** સાધારણ રીતે દરેક વિભક્તિ જે મુખ્ય અર્થ દર્શાવે છે તે તરત આપણા લક્ષમાં આવે છે. પણ તે ઉપરાંત બીજા કેટલાક અર્થોનો સંબન્ધ પણ એક કે બીજી વિભક્તિ જોડે દર્શાવવામાં આવે છે. અમુક પ્રયોગો વ્યવહારમાં પ્રચલિત હોય તેને પણ આ વિભક્તિઓના સંબન્ધની અંદર ઘટાવવામાં આવે છે. પરિણામે વિભક્તિના અર્થોનું દર્શન બાળકોને અને ઘણીવાર બીજાઓને પણ સ્પષ્ટ બને એટલું સરળ આપણે ત્યાં રહ્યું નથી. વળી સપ્રત્યય અને અપ્રત્યય એવા વિભાગો, અપ્રત્યય હોય ત્યારે નામાર્થ, પરિમાણાર્થ વગેરે અનેક વિભાગો — આ બધું અત્યારે તો સરળ બને એવું લાગતું નથી. છતાં બાળકોને જેટલી ઓછી ગૂંચવણ થાય એટલું વધારે સારું, એ લક્ષ્ય દરેક વ્યાકરણશિક્ષકનું હોય એ ઇષ્ટ છે. **મેં એક પ્યાલો દૂધ લીધું.** આ વાક્યમાં **પ્યાલો** શબ્દની વિભક્તિ સાધારણ રીતે પરિમાણવાચક પ્રથમા ગણવામાં આવે છે. વસ્તુતઃ પરિમાણકવાચક શબ્દનો સંબન્ધ પ્રથમાના નામ સાથે અથવા દ્વિતીયાના નામસાથે પણ હોય છે. દા. ત. (૧) **હું એક લોટા પાણી પીઉં છું.** (૨) **અમારા ગામમાં દશ ઈંચ પાણી પડયું.** આ બંને વાકયોમાં પ્રવર્તમાન નિયમ પ્રમાણે તો પરિમાણવાચક પ્રથમા લેવાય. પણ તે અર્થ પ્રમાણે આપણને ઉચિત નહિ લાગે. આ સ્થિતિમાં કર્તા, કર્મ, કરણ વગેરે મુખ્ય અર્થોને વળગીને આપણે વિભક્તિના અર્થોને બને તેટલા સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરીએ એ ખાસ જરૂરનું છે. શિક્ષકભાઇઓ સમભાવપૂર્વક આ વસ્તુનું ચિન્તન કરશે એવી આશા છે.]

વાકયમાં સંપૂર્ણ અર્થ નીકળે છે એ તો તમે જાણો છો. **રામ વનમાં ગયા.** આ વાકયમાંથી અર્થ નીકળે છે તેનું કારણ શું? કારણ કે એ વાકયનાં પદો એક બીજા સાથે સંબન્ધ ધરાવે છે. એ બધાં પદોમાં મુખ્ય પદ તે ક્રિયાપદ. અને ક્રિયાપદ સાથે વાકયનાં

ઘણાં પદોને સંબન્ધ હોય છે. આવા ક્રિયાપદ સાથેના નામ કે સર્વનામના સંબન્ધને વિભક્તિ કહે છે. આવા સંબન્ધો છ જાતના છે એ પણ તમે શીખી ગયા છો. આપણે ફરીથી યાદ કરી જઈએ.

૧ રામ જાય છે.—કર્તાનો સંબન્ધ, પહેલી વિભક્તિ.

૨ હું રામને નમું છું.—કર્મનો સંબન્ધ, બીજી વિભક્તિ.

૩ હું હાથથી લખું છું.—કરણનો સંબન્ધ, ત્રીજી વિભક્તિ.

૪ હું તમને ચોપડી આપું છું.—સંપ્રદાનનો સંબન્ધ, ચોથી વિભક્તિ.

૫ હું રથમાંથી ઊતરું છું.—અપાદાનનો સંબન્ધ, પાંચમી વિભક્તિ.

૬ હું રથમાં બેસું છું.—અધિકરણનો સંબન્ધ, સાતમી વિભક્તિ.

આ બધી વિભક્તિઓમાં ક્રિયાપદ સાથેનો સંબન્ધ મુખ્ય છે. ક્રિયાપદ સાથેના સંબન્ધને કારક કહેવામાં આવે છે. માટે આ બધી વિભક્તિઓ કારક વિભક્તિઓ કહેવાય છે. આ છ વિભક્તિઓ કારક છે.

જેને ક્રિયાપદ સાથે સંબન્ધ ન હોય એવી પણ એક વિભક્તિ તમે શીખી ગયા છો. તે છઠ્ઠી વિભક્તિ. એ વિભકિત નામ કે સર્વનામનો પરસ્પર સંબન્ધ બતાવે છે. મારું ઘર, ગોપાળનું ઘર, તેનું ઘર, તમારું ઘર, આ પ્રમાણે આ વિભક્તિ વિશેષણની પેઠે નામના અર્થમાં કાંઈક વધારો કરવાનું કામ પણ કરે છે, તેથી એ વિશેષણ વિભકિત કહેવાય છે. વળી એ વપરાય છે પણ વિશેષણની પેઠે, ખાસ કરીને વિકારી વિશેષણની પેઠે.

સારું ઘર—સારાં ઘર.

મારું પુસ્તક—મારાં પુસ્તકો.

ચંદુનું પુસ્તક—ચંદુનાં પુસ્તકો.

આ પ્રમાણે મારું ચંદુનું એ એકવચનનાં રૂપ હોવા છતાં પાછળ બહુવચનનો શબ્દ આવે એટલે મારાં, ચંદુનાં એમ બહુવચન થાય છે. ત્યારે આ પ્રમાણે સાતે વિભક્તિઓને આપણે બે વિભાગમાં વહેંચીએ ત્યારે એક વિભાગમાં–કારક વિભક્તિઓના વિભાગમાં પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી અને સાતમી એ છ વિભક્તિઓ આવે અને બીજા વિભાગમાં—વિશેષણ વિભક્તિના વિભાગમાં છઠ્ઠી વિભક્તિ એકલી જ આવે.

ઉપર દર્શાવેલા જે અર્થ છે તે દરેક વિભક્તિના મુખ્ય અર્થ છે. એ અર્થ પ્રત્યયો દ્વારા અથવા કોઇ વાર પ્રત્યયો વગર પણ દર્શાવાય છે એ ધ્યાનમાં રાખવું. આ ઉપરાંત બીજા અર્થો પણ કેવા છે અને કેવી રીતે દર્શાવાય છે તે હવે જોઇએ.

## પહેલી વિભકિત

પહેલી વિભક્તિનો મુખ્ય અર્થ કર્તાનો છે એ તમે જાણો છો. હવે એ અર્થ સાથે બીજા કયા અર્થો પહેલી વિભક્તિમાં દર્શાવવામાં આવે છે તે જોઈએ.

( ૧ ) હું ફળ ખાઉં છું.

( ૨ ) રમેશ ચોપડી વાંચે છે.

( ૩ ) ઈશ્વર દયાળુ છે.

( ૪ ) મુંબઈ મોટું શહેર છે.

આ વાકયોમાં ક્રિયાપદો જુઓ. કર્તા પણ જોઇ જાઓ. પહેલી વિભક્તિમાં કર્તા હોય ત્યારે તેને કોઈ પ્રત્યય લગાડવાની જરૂર

પડતી નથી એ તમે જાણો છો. પહેલા વાકયમાં ક્રિયાપદ શું છે? ખાઉં છું. ફળ ખાઉં છું—એટલું જ કહ્યું હોય તો ક્રિયાપદના રૂપ ઉપરથી આપણને કર્તા સમજાય છે કે નહિ? હા, ખાઉં છું એ ક્રિયાપદ ઉપરથી આપણે તરત કર્તા હું શબ્દ છે એમ સમજીએ છીએ. આ જ પ્રમાણે પાછળનાં વાકયોમાં પણ પ્રત્યય વગરનું કોઈ નામ કે સર્વનામ કર્તા છે એવું ક્રિયાપદોનાં રૂપ ઉપરથી સમજી શકીએ છીએ. આ પ્રમાણે જયારે કર્તાની સમજ ક્રિયાપદના રૂપ ઉપરથી પડે ત્યારે કર્તા **અભિહિત** એટલે ક્રિયાપદના રૂપમાં કહેવાઈ ગયેલો છે એમ કહેવાય. આવા કર્તાને પ્રત્યય તો નથી હોતો એટલે એકલું વપરાયેલું નામ પહેલી વિભક્તિનો અર્થ દર્શાવે છે; માટે આવાં વાકયોમાં માત્ર **નામાર્થે પહેલી વિભકિત** છે એમ સમજવું. એટલે નામ કે સર્વનામ જયારે પ્રત્યયની મદદ વગર એના પોતાના સાદા રૂપ વડે પહેલી વિભક્તિનો અર્થ બતાવે ત્યારે નામાર્થે પહેલી વિભક્તિ સમજવી.

(૧) મેં કેરી ખાધી (૨) તેણે પુસ્તક વાંચ્યું.
(૨) શાન્તાએ પાપડ શેકયો.

આ વાકયોમાં ક્રિયાપદનાં રૂપ જોઇ જાઓ. એ રૂપોમાં શું સમજાય છે તેનો વિચાર કરો. આ વાકયોમાં ક્રિયાપદનાં રૂપ ઉપરથી ક્રિયા કરનાર એટલે કર્તા નહિ પણ કર્મ સમજાય છે. ત્રણે વાકયોમાં કર્તા કઈ વિભક્તિમાં છે? ત્રીજી વિભક્તિમાં. કર્મણિ પ્રયોગમાં કર્તા ત્રીજી વિભક્તિમાં મૂકાય છે. આ ત્રણે વાકયો કર્મણિ પ્રયોગનાં છે. માટે જ ક્રિયાપદ ઉપરથી કર્મ સમજાય છે, કર્મ **અભિહિત** છે. કર્મણિ પ્રયોગમાં ક્રિયાપદ કર્મને અનુસરે છે, કારણ કે કર્તાને બદલે કર્મ મુખ્ય બને છે; એ તો તમને યાદ હશે. ત્યારે આ ત્રણ વાકયોમાં કેરી, પુસ્તક, પાપડ–

આ ત્રણ નામની વિભક્તિ કઈ? કર્મ હમેશાં બીજી વિભક્તિમાં હોય એ તમે જાણો છો. પણ કર્મણિ પ્રયોગમાં કર્તા પોતાની પહેલી વિભક્તિ છોડી ત્રીજીમાં આવે છે એટલે કર્મ પોતાની બીજી વિભક્તિ છોડી પહેલીમાં આવે છે. એટલે અહીં કેરી, પુસ્તક, પાપડ– એ ત્રણે નામ પહેલી વિભક્તિમાં છે. વળી એ નામોને પણ કોઇ પ્રત્યય લાગેલા નથી એટલે એ બધાની નામાર્થે પહેલી વિભક્તિ છે. આ પ્રમાણે કર્તરિ પ્રયોગનાં વાકયોમાં કર્તા અને કર્મણિ પ્રયોગનાં વાકયોમાં કર્મ પ્રત્યય વગર અર્થ દર્શાવે ત્યારે નામાર્થે પહેલી વિભક્તિમાં ગણવામાં આવે છે. આ નામાર્થે પહેલી વિભક્તિને નિર્દેશ અર્થે પહેલી વિભક્તિ પણ કહેવામાં આવે છે.

(૧) તે જીવ્યો ત્યાં સુધી હવાલદાર રહ્યો.

(૨) સિંધુ બહુ મોટી નદી છે.

(૩) જૂના વખતમાં પાટણ બહુ મોટું નગર હતું.

(૪) ગઈ કાલનો શેઠ આજે નોકર બન્યો છે.

(૫) રાજાનો સૌથી મોટો દીકરો તેની પછી રાજા થાય છે.

આ બધાં વાકયોમાં ક્રિયાપદ કયાં છે તે પહેલાં જોઈ જાઓ. એ બધાં ક્રિયાપદો સકર્મક છે કે અકર્મક તે કહો. આ બધાં જ ક્રિયાપદો અકર્મક છે, એટલે એ ક્રિયાપદોને કર્મ ન હોય. દરેક વાકયમાં કર્તા કયો શબ્દ છે તે શોધી કાઢો. હવે કાળા અક્ષરોમાં છાપેલાં નામોનો દરેક વાકયમાં કર્તા સાથે શો સંબન્ધ થાય છે તેનો વિચાર કરો. આ વાકયોમાં જે ક્રિયાપદો વપરાયાં છે તે અપૂર્ણ-ક્રિયાવાચક એટલે અધૂરો અર્થ બતાવનારાં છે, તેથી અર્થ પૂરો કરવા માટે વિધેયના વિભાગમાં હવાલદાર, નદી વગેરે નામો ઉમેરેલાં છે. કર્તાની જે વિભક્તિ છે તે જ વિભક્તિ એ બધાં નામોની છે; એટલે એ બધાં નામો પણ પહેલી વિભક્તિમાં જ છે. પરંતુ વિધેયના

વિભાગમાં એ બધાં નામ વપરાયેલાં છે, તેથી એ બધાં **નામોની વિધેયવાચક પહેલી વિભક્તિ** કહેવાય. અપૂર્ણ અર્થ દર્શાવનારાં અકર્મક ક્રિયાપદો સાથે વિધેયવાચક પહેલી વિભક્તિ ખાસ નજરે પડશે એ ધ્યાનમાં રાખવું.

(૧) **બલવંત**, તું કાલે મારે ઘેર આવજે.

(૨) **યુસુફ**, તું અમારી સાથે રમવા આવવાનો છે ?

(૩) **રણછોડ**, પેલો સાદડી ઉપાડી લે.

આ ત્રણ વાક્યોમાં કાળા અક્ષરે છાપેલાં નામોનો કર્તા સાથે શો સંબન્ધ છે તેનો વિચાર કરો. ત્રીજા વાક્યમાં કર્તા શું છે ? **તું** શબ્દ કર્તા તરીકે વપરાયો નથી, પણ સમજી લેવાનો છે. આવાં આજ્ઞાર્થ વાક્યોમાં સાધારણ રીતે **તું** કે **તમે** શબ્દ કર્તા હોય છે. **બલવંત, યુસુફ, રણછોડ**, એ શબ્દો શા માટે વપરાયા છે ? એ શબ્દો કર્તાને નામ લઈને બોલાવવા માટે એટલે **સંબોધન** કરવા માટે વપરાયા છે, તેથી એ શબ્દોની પણ પહેલી વિભક્તિ જ ગણાય છે; પણ **સંબોધન** અર્થે પહેલી વિભક્તિ એમ કહેવામાં આવે છે. આ પ્રમાણે કોઈને પણ બોલાવવા માટે વપરાયેલા નામની સંબોધન અર્થે પહેલી વિભક્તિ ગણવામાં આવે છે.*

(૧) તે પાંચ **શેર** દૂધ પી ગયો.

(૨) અમારા ગામમાં **ચૌદ ઈંચ** પાણી પડ્યું.

---

* **શિક્ષકભાઈઓને :** સંબોધનને પહેલી વિભક્તિનો એક પ્રકાર ગણવાને બદલે આઠમી વિભક્તિ ગણીએ એ પ્રકારે ઉચિત નથી લાગતું ? કારણ કે જેને સંબોધન કરવામાં આવે તે વાક્યમાં ગમે તે વિભક્તિમાં હોઈ શકે. (૧) **રમેશ**, તું ક્યાં જાય છે ? (૨) **રમેશ, તને** કોણ બોલાવે છે ?....... વગેરે. વસ્તુતઃ જે શબ્દ

( ૩ ) તેણે આઠ વાર કપડું ખરીદ કર્યું.

( ૪ ) તે દરેક ભીખારીને બે મૂઠી ચોખા આપે છે.

આ વાકયોમાં શેર, ઇંચ, વાર, મૂઠી એ નામ માપ બતાવવા વપરાયાં છે અને તેમને પ્રત્યય લાગેલા નથી. એટલે આવાં નામની માપ એટલે પરિમાણના અર્થમાં—પરિમાણવાચક પહેલી વિભક્તિ ગણવામાં આવે છે.

---

સંબોધન રૂપે વપરાયો તેનું કાર્ય ત્યાં જ સમાપ્ત થાય છે કે વાકયમાં એનો સંબન્ધ આગળ ચાલે છે, એ વિચારવાની જરૂર છે.

પરિમાણના અર્થમાં આપણે જે પહેલી વિભકિત લેખીએ છીએ તે વિશે પણ વિચારણાની જરૂર છે. વસ્તુતઃ પરિમાણવાચક શબ્દ પછી કોઇક શબ્દ અધ્યાહૃત હોય એવું લાગે છે. છતાં પરિમાણવાચક શબ્દ કાર્ય તો વિશેષણનું કરે છે એ સ્પષ્ટ જ છે. એટલે કોઇક વાર એ શબ્દ પહેલી ત્રિભકિતના: નામ જોડે સંલગ્ન હોય છે તો કોઇ વાર બીજી કોઇ વિભકિતના નામ જોડે. એટલે બધે જ પરિમાણવાચક શબ્દની પહેલી વિભકિત ગણીએ તે ઉચિત લાગતું નથી.

( ૧ ) તે આઠ **કલાક** ઊંઘ્યો.

( ૨ ) તેણે આઠ **કલાક** ઊંઘ લીધી.

( ૩ ) તે **બે** ગાઉ ચાલ્યો.

( ૪ ) હિમાલય સાડા પાંચ **માઇલ** ઊંચો છે.

આ બધાં વાકયોમાં પણ પરિમાણ શા માટે ન ગણવું ? ચર્ચા કરી આ મુશ્કેલીનું નિરાકરણ કરવાની જરૂર છે. વળી નીચેના વાકયોમાં પરિમાણની પહેલી જ વિભકિત શા શાટે ?

( ૧ ) હું દરરોજ એક શેર દૂધ પીઉં છું.

( ૨ ) શેર દૂધમાંથી અરધું આમાં વપરાયું.

( ૩ ) સાત શેર દૂધનો અમે માવો બનાવ્યો.

નીચે કેટલાંક વાકયો આપેલાં છે. તે બધામાં નામાર્થે, વિધેયવાચક, સંબોધનાર્થે અને પરિમાણુવાચક પહેલી વિભક્તિમાં જે નામ વપરાયાં હોય તેની નીચે લીટી દોરો અને બાજુના કૌંસમાં લખો કે કયા અર્થમાં પહેલી વિભક્તિ વપરાયેલી છે.

(૧) શાન્તા ગઈ કાલે પૂના ગઈ. ( )
(૨) અંજનીએ હમણાં જ દૂધ પીધું ( )
(૩) ગિરીશ, તારે કઈ તારીખે નિશાળે જવાનું છે ?( )
(૪) મેં વીસ મણુ ઘઉં ખરીદ કર્યાં. ( )
(૫) રમા, તેં પેલો દાખલો ગણ્યો કે નહિ ?( )
(૬) તેણે બે પખાલ પાણી રસ્તા પર છાંટયું. ( )
(૭) કેટલા વરસ સુધી મોગલો હિંદના બાદશાહ રહ્યા ? ( )
(૮) નસીબ હોય તો મૂર્ખ પણુ રાજા બને છે. ( )

પહેલી વિભક્તિમાં નામ વાપરી નીચે દર્શાવેલા અર્થ પ્રમાણે ચાર વાકયો બનાવો.

(૧) ________________ ( પરિમાણુવાચક )
(૨) ________________ ( વિધેયવાચક )
(૩) ________________ ( નામાર્થે )
(૪) ________________ ( સંબોધન અર્થે )

## બીજી વિભક્તિ

બીજી વિભક્તિનો મુખ્ય અર્થ કર્મ છે તે તો તમે જાણો છો. નીચે આપેલાં વાકયોમાં કર્મ અર્થે બીજી વિભક્તિમાં વપરાયેલાં પદો છે તે શોધી કાઢો.

(૧) અમે બધી કેરીઓ ખાઇ ગયા.

(૨) શિક્ષકે ગોપાલને બોલાવ્યો.

(૩) પોપટ મરચાં ખાય છે.

(૪) તમે રોજ કેટલું વાંચો છો ?

કર્મ ઉપરાંત બીજા કયા અર્થો બીજી વિભક્તિમાં ગણવામાં આવે છે તે જોઇએ.

(૧) શાન્તા ગઇ કાલે પૂના ગઈ.

(૨) ગાડી એક કલાક મોડી સૂરત પહોંચી.

(૩) અમે સૂર્યોદય પછી છ ગાઉ ચાલ્યા.

(૪) અહીંથી રસ્તો બે માઈલ વાંકો છે.

આ બધાં વાકયોમાં કાળે અક્ષરે છાપેલા શબ્દો શું બતાવે છે તેનો વિચાર કરો. જવું, પહોંચવું વગેરે ગતિવાચક ક્રિયાપદો છે. જે જગ્યા તરફ ગતિ થતી હોય અથવા થઇ હોય તે હમેશાં બીજી વિભક્તિમાં ગણાય છે. તે જ પ્રમાણે ગાઉ, માઇલ વગેરે શબ્દો જયાં સ્થાનની હદ અથવા મર્યાદા દેખાડે ત્યાં બીજી વિભક્તિમાં લેખાય છે. આવા પ્રયોગોમાં બીજી વિભક્તિમાં સ્થળનો અર્થ મુખ્ય હોવાથી એ સ્થળવાચક બીજી વિભક્તિ કહેવાય છે. વાકયમાં સ્થળની મર્યાદાનો અર્થ છે કે નહિ તે મર્યાદા દર્શાવનાર શબ્દ પછી 'સુધી' શબ્દ વાપરી જોતાં આપણને તરત ખબર પડે છે.

જેવી રીતે સ્થળની મર્યાદા બતાવાય તેમ કાળની મર્યાદા પણ બતાવવામાં આવે છે. અને તેવાં વાકયોમાં કાળવાચક બીજી વિભક્તિ ગણવામાં આવે છે, જે નીચેનાં વાકયો જોતાં સ્પષ્ટ થશે.

(૧) અમે વીસ દિવસ મુસાફરી કરી.

( ૨ ) મજુરો રોજ આઠ કલાક કામ કરે છે.

( ૩ ) બાળકોએ રોજ નવ કલાક ઊંઘવું જોઇએ.

છતાં કેટલાંક વાક્યોમાં આના આ શબ્દો સ્થળ કે કાળની મર્યાદા બનાવતા નથી. તેવાં વાક્યોમાં આ શબ્દો વિધેયવાચક અથવા નામાર્થે પહેલી વિભક્તિમાં હોય છે. નીચેનાં વાક્યો જુઓ.

( ૧ ) અમારા ગામથી નદી દોઢ માઇલ છે. ( વિધેયવાચક )

( ૨ ) ખેડાથી નડીઆદ છ ગાઉ થાય છે. ( વિધેયવાચક )

( ૩ ) આજથી બળેવને એક મહીનો છે. ( નામાર્થે )

## ત્રીજી વિભક્તિ

ત્રીજી વિભક્તિનો મુખ્ય અર્થ કરણ છે એ આપણે જોયું. કરણ એટલે સાધન.*

( ૧ ) તેણે છરીએ શાક સમાર્યું.

( ૨ ) રામે એક બાણે સાત તાડ વીંધ્યા.

( ૩ ) મને બધું કામ હાથે કરવાની ટેવ છે.

ઉપરનાં બધાં વાક્યોમાં ત્રીજી વિભક્તિમાં વપરાયેલા શબ્દો કરણનો અર્થ બતાવે છે. પણ એ ઉપરાંત બીજા કેટલાક અર્થો પણ ત્રીજી વિભક્તિ દર્શાવે છે તે જોઇએ.

કર્મણિ પ્રયોગમાં કર્તા ત્રીજી વિભક્તિમાં મૂકાય છે. એટલે ત્રીજી વિભક્તિ કર્તાનો અર્થ પણ બતાવે છે.

---

* **શિક્ષકભાઇઓને :** 'થી' ને પાંચમીનો પ્રત્યય ગણીને પાંચમી વિભક્તિમાં કરણ અને હેતુના અર્થ ઘટાવવા તે કરતાં 'થી' ને પણ ત્રીજીના એક પ્રત્યય તરીકે શા માટે ગુજરાતીમાં ન ગણી શકાય એ પણ વિચારવા જેવું નથી ?

(૧) **ગાંધીજીએ** ચાળીસ ઉપવાસ કર્યા.

(૨) **અમે** કૂવાનું પાણી પીધું.

(૩) **અંજનીએ** ઉષાનું રમકડું લઇ લીધું.

આ વાકયોમાં કાળા અક્ષરે છાપેલાં નામ ત્રીજી વિભક્તિમાં છે અને કર્તા અર્થે વપરાયેલાં છે. એટલે કરણ અર્થે અને કર્તા અર્થ એમ બે અર્થ ત્રીજી વિભક્તિના થયા.

ત્રીજી વિભક્તિનો એક અર્થ હેતુ એટલે કારણ છે. નીચે આપેલાં વાકયોમાં હેતુ અર્થે ત્રીજી વિભક્તિ વપરાયેલી છે.

(૧) હું એક માસથી **તાવે** પીડાઉં છું.

(૨) **તમારે વિશ્વાસે** મારું કામ રહી ગયું.

(૩) **સૂર્યને તાપે** પાણીની વરાળ થાય છે.

નીચે આપેલાં વાકયોમાં ત્રીજી વિભક્તિ કયો અથ દર્શાવે છે તેનો વિચાર કરો.

(૧) ગોવિંદ **પગે** લંગડો છે.

(૨) માંદગી દરમ્યાન તે **આંખે** આંધળો થયો.

આ પ્રમાણે શરીરના કોઈ અંગની ખોડ બતાવવાની હોય તો જે અંગ ખોડવાળું હોય તે ત્રીજી વિભકિતમાં મૂકાય છે.

આપણે કોઇ વસ્તુ ખરીદ કરીએ ત્યારે તે ખરીદવા માટે જે કીંમત આપીએ તે કીંમત ખરીદીનું સાધન બને છે એટલે કીંમત નો અર્થ દર્શાવનાર શબ્દ પણ ત્રીજી વિભકિતમાં મૂકાય છે.

(૧) અમે આ ઘર ચાર **હજાર રૂપિયે** ખરીદ કર્યું.

(૨) આવી ખાદી બાર **આને** વાર મળે છે.

(૩) અમારી પાસે મોંઘા **ભાવે** ખરીદેલી ચાંદી છે.

(૪) તમે શી કીંમતે આ વાજું વેચાતું લીધું ?

કાળવાચક પદ બીજી વિભકિતમાં કેવી રીતે વપરાય છે એ આપણે આગળ જોઇ ગયા. પરંતુ અમુક મુદતમાં ક્રિયા પૂરી થઇ હોય, થતી હોય અથવા થવાની હોય ત્યારે કાળવાચક પદ ત્રીજી વિભકિતમાં વપરાય છે.

(૧) આ ભાઇ સાત વરસે મેટ્રિકમાં પાસ થયા.

(૨) અમદાવાદથી ઊપડેલી ગાડી બે કલાકે વડોદરા પહોંચે છે.

(૩) તમારો ઝગડો બે ત્રણ વરસે પતશે એવું લાગે છે.

આ ઉપરાંત કેટલાક વાકયોમાં ક્રિયા થતી હોય એવો અર્થ નથી હોતો; પણ આપણે ક્રિયા સમજવાની હોય છે. અને જે પદથી ક્રિયા સમજવામાં આવે તે પદ ત્રીજી વિભકિતમાં વપરાય છે.

(૧) પરશુરામ જાતે બ્રાહ્મણ હતા, પણ સ્વભાવે ક્ષત્રિય હતા.

(૨) આ માણસ પૈસેટકે સુખી છે.

(૩) રામને લવ અને કુશ નામે બે દીકરા હતા.

આ પ્રમાણે કરણ એટલે સાધન એ ત્રીજી વિભકિતનો મુખ્ય અર્થ છે. પણ એ સાથે આવા બીજા અનેક અર્થો પણ ત્રીજી વિભકિત દર્શાવે છે. આ અર્થો લક્ષમાં રાખીએ તો વાકયમાં ત્રીજી વિભકિતમાં વપરાયેલા શબ્દો આપણે તરત ઓળખી શકીએ.

## ચોથી વિભકિત

ચોથી વિભકિતનો મુખ્ય અર્થ સંપ્રદાન છે. સંપ્રદાન એટલે કંઈક આપવું તે. જેને કંઇક આપવામાં આવે તે ચોથી વિભકિતમાં

વપરાય છે. નીચેનાં વાકયોમાં **સંપ્રદાન અર્થે** ચોથી વિભકિત વપરાયેલી છે.

( ૧ ) રાજા **બ્રાહ્મણને** એક ગાય આપે છે.

( ૨ ) શિક્ષક **અમને** વાર્તા કહે છે.

( ૩ ) હું મારી ચોપડી **તમને** દઇશ.

કેટલાંક ક્રિયાપદો બે કર્મ લઇ શકે છે એ તમે જાણો છો. આવાં ક્રિયાપદો દ્વિકર્મક કહેવાય છે. દ્વિકર્મક ક્રિયાપદોનાં બે કર્મોમાંથી એક પ્રધાન કર્મ અને બીજું ગૌણ કર્મ કહેવાય છે. પ્રધાન કર્મ તો હમેશાં બીજી વિભકિતમાં જ હોય છે. ગૌણ કર્મ પણ કર્મ હોવાને લીધે બીજી વિભકિતમાં જ હોય છે. પરંતુ ગૌણ કર્મને કર્મને બદલે સંપ્રદાન પણ ગણી શકાય. આવે વખતે ક્રિયાપદ દ્વિકર્મકને બદલે એક કર્મવાળું ગણાય છે.

( ૧ ) આ શિક્ષક **બાળકોને** ભૂગોળ શીખવે છે.

( ૨ ) તમે **મને** ઘણા સવાલ પૂછ્યા.

( ૩ ) હું મારા **ભાઇને** ભેટ મોકલીશ.

ચોથી વિભકિતમાં અમુકને માટે, અમુકને વાસ્તે, અમુકને કાજે – આવો અર્થ પણ હોય છે. માટે, કાજે, સારુ વગેરે શબ્દો વપરાયેલા હોતા નથી, પણ એવો અર્થ વાકય ઉપરથી સમજાય છે. તેવે વખતે એવો અર્થ દર્શાવનાર પદ ચોથી વિભકિતમાં વપરાયેલું હોય છે. અમુકને માટે એટલે **તદર્થે**. માટે એવો અર્થ દર્શાવનારાં પદોની **તાદર્થ્યે** ચોથી વિભકિત ગણાય છે.

( ૧ ) અમે ગુફાઓ **જોવા** ગયા હતા.

( ૨ ) તે ખાનગી વાત **કરવાને** મારી પાસે આવ્યો.

( ૩ ) ગોપાળ ગાયને દહોવાને બેઠો.*

સંપ્રદાનમાં દાનનો અર્થ મુખ્ય છે એ તો આપણે જોયું. પણ દાનની ક્રિયા દ્વારા દાનની વસ્તુનો, જેને દાન આપવાનું હોય તેની જોડે જે સંયોગ થાય છે તે ખાસ લક્ષમાં રાખવાનો છે. આવો સંયોગ એક કે બીજી રીતે ચોથી વિભકિતમાં આપણી નજરે પડે છે. આવો સંયોગનો અર્થ દર્શાવનારાં કેટલાંક ક્રિયાપદોમાં ચોથી વિભકિત કેવી રીતે વપરાય છે તે નીચેનાં વાકયોપરથી જણાશે.

( ૧ ) પુત્ર મળ્યો એટલે પિતાને બહુ આનંદ થયો.

( ૨ ) અમને કેરી બહુ ભાવે છે.

( ૩ ) મને તમારો વેશ ગમતો નથી.

( ૪ ) તમારું કહેવું રમેશને નહિ રુચે.

( ૫ ) આ જગ્યાને લાયક માણસ મળતો નથી.

( ૬ ) ઉદ્યમીને દુર્લભ હોય એવું જગતમાં કાંઈ નથી.

( ૭ ) મને તમારો જવાબ ખોટો લાગે છે.

સાધારણ રીતે કર્તા પહેલી વિભકિતમાં હોય છે એ તમે જાણો છો. કર્મણિ પ્રયોગમાં કર્તા ત્રીજી વિભકિતમાં વપરાય છે એ પણ તમે જાણો છો. કર્તા એટલે જે ક્રિયા કરે તે. ક્રિયા કરનાર શબ્દ ચોથી વિભકિતમાં વપરાય એવું પણ કેટલીક વાર બને છે.*

---

* **શિક્ષકભાઇઓને :** **ને માટે, ને કાજે, ને વાસ્તે,** વગેરેને આપણે ચોથી વિભકિતના પ્રત્યયો નથી ગણતા. પણ આવા અર્થમાં એમનો નિત્યસંયોગ હોય તો પ્રત્યયો ગણવાની શરૂઆત શા માટે ન કરવી? નહિતર બધાની સાથે **કાજે, અર્થે,** વગેરેને પણ નામયોગી ગણીશું ?

* **શિક્ષકભાઈઓને :** આવી રચનાઓમાં ઘણે ભાગે કર્તા અધ્યાહૃત હોય છે અથવા ક્રિયાનો ભાવ જ કર્તા હોય છે. એટલે ચોથી વિભકિતના શબ્દને કર્તા ગણવાને બદલે, આવી સમજ શા માટે ન આપી શકાય ?

( ૧ ) શાન્તાને અમદાવાદ જવું પડયું.

( ૨ ) હિંદુસ્તાનને લડાઇમાં ઊતરવું પડયું.

( ૩ ) મારે આજે જૂનાગઢ જવાનું છે.

( ૪ ) તમારે મારી સાથે આવવું પડશે.

( ૫ ) ચંદુને આ કામ કરવું પડયું.

હવે ચોથી વિભકિત કેટલીક વાર છઠ્ઠી વિભકિતના જેવો અર્થ બતાવે છે તે જોઈએ.

( ૧ ) નડીઆદને નવ ભાગોળ છે.

( ૨ ) તમારા શેઠને કેટલાં મકાન છે ?

( ૩ ) તે બાઇને બે બાળક આવ્યાં.

( ૪ ) ઔરંગઝેબને કેટલા ભાઈ હતા ?

( ૫ ) અંગ્રેજોને કેટલાં સંસ્થાનો છે ?

( ૬ ) તમારે અને મારે દૂરનું સગપણ છે.

સંપ્રદાન પરથી જે વિશાળ અર્થ નીકળે છે તે ઉપર જણાવ્યો જ છે. એટલે આ બધા અર્થોમાં કદાચ જેનો સમાવેશ ન થઈ શકે એવું કોઈ ચોથી વિભકિતનું પદ તમે જુઓ તો ત્યાં પણ સંપ્રદાનનો અર્થ સમજવાનો.

## પાંચમી વિભકિત

પાંચમી વિભકિતનો મુખ્ય અર્થ અપાદાન છે. જેમ સંપ્રદાનમાં સંયોગનો અર્થ આપણે ખાસ ધ્યાનમાં રાખવાનો છે, તેમ અપાદાનમાં વિયોગનો ( એટલે એક વસ્તુનો બીજી વસ્તુથી વિયોગ, છૂટા પડવાનું એવો ) અર્થ ધ્યાનમાં

રાખવાનો છે.* નીચેનાં ધ્યાન વાકચોમાં **અપાદાન અર્થે** પાંચમી વિભક્તિ વપરાયેલી છે.

( ૧ ) તમે **અમદાવાદથી** કયારે આવ્યા ?

( ૨ ) મોતના **ડરથી** આપણને ઈશ્વર બચાવે છે.

( ૩ ) આજે હું બહુ વહેલો **ઘેરથી** નીકળ્યો હતો.

( ૪ ) વરસાદનું પાણી **આકાશમાંથી** પડે છે.

'**થી**' પ્રત્યય ઘણે ભાગે ત્રીજી વિભકિતમાં પણ વપરાતો હોઇ ત્રીજીના કર્તા, કરણ, હેતુ, વગેરે અર્થ પણ દર્શાવે છે. આપણે '**થી**' ને પાંચમી વિભકિતનો પ્રત્યય ગણીએ તો એ બધા ત્રીજી વિભકિતના અર્થો પાંચમી વિભકિત પણ દર્શાવે છે એમ સમજવું.

( ૧ ) નવા **રોગથી** કેટલાં માણસ મર્યાં ?

( ૨ ) **આપણાથી** ખરાબ કામ ન કરાય.

( ૩ ) હું હમેશાં **સીસાપેનથી** લખું છું.

( ૪ ) **પવનથી** વૃક્ષો હાલતાં દેખાય છે.

ત્રીજી વિભકિત સ્થળ અથવા કાળનો જે અર્થ બતાવે છે તે તો તમારા ધ્યાનમાં જ હશે. પાંચમી વિભકતી પણ સ્થળ અને

---

* **શિક્ષકભાઇઓને : થી** પ્રત્યયને પાંચમીનો જ ગણીને ત્રીજીના કર્તા, કરણ, હેતુ, વગેરે અર્થો અહીં ઘટાવવા તે કરતાં 'થી' ને ત્રીજીનો પ્રત્યય પણ શા માટે ન ગણવો ? વળી અપાદાનમાં અધિકરણનો અર્થ સાધારણ રીતે અન્તર્ગત રહેવાનો; તો પછી **માંથી** પ્રત્યયને પણ શા માટે પંચમીમાં સ્થાન ન આપવું ? આવી બધી ઝીણી બાબતોનું સત્વર નિરાકરણ થાય એ ઇષ્ટ છે.

કાળની મર્યાદાનો અર્થ બતાવે છે, જે નીચે આપેલાં વાકયો ઉપરથી સમજાશે.

(૧) **સ્ટેશનથી** અમારું ગામ બહુ દૂર છે.

(૨) હું આઠ **દિવસથી** ઉપવાસ કરું છું.

(૩) રમા કેટલા **દિવસથી** નિશાળે નથી જતી ?

આ ઉપરાંત એક વસ્તુ બીજી વસ્તુ કરતાં કંઈક વધારે છે કે ઓછી છે એમ બતાવવું હોય ત્યારે પણ પાંચમી વિભકિત વપરાય છે.

(૧) અંજની તેના **ભાઈથી** ત્રણ વરસે મોટી છે.

(૨) તમારું ઘડિયાળ મારા **ઘડિયાળથી** સોંઘું છે.

(૩) **સાતથી** ચૌદ કેટલા વધારે છે ?

(૪) **ખેતીથી** સારો ઉદ્યમ બીજો કોઇ નથી.

## સાતમી વિભકિત

સાતમી વિભકિતનો મુખ્ય અર્થ અધિકરણ છે એ તમે જાણો છો. અધિકરણ એટલે ક્રિયાના આશ્રયનું, ક્રિયાના આધારનું સ્થળ. નીચેનાં વાકયોમાં અધિકરણ અર્થે સાતમી વિભકિત વપરાયેલી છે.

(૧) આ **ઘરમાં** કેટલા માણસો રહે છે ?

(૨) અમે **ઘરમાં** પ્રવેશ્યા.

(૩) તે બધાં **પૂને** જવા નીકળ્યાં.

(૪) સિંહ, વાઘ વગેરે પ્રાણીઓ **વનમાં** વસે છે.

(૫) તેણે **માથે** પાઘડી અને **હાથમાં** લાકડી રાખી છે.

નીચે આપેલાં વાકયો જુઓ.

( ૧ ) એક રૂપિયામાં આટલી બધી જમીન મળે છે ?

( ૨ ) મેં એકાણુ રૂપિયામાં આ ગાય લીધી.

( ૩ ) અમારા ગામમાં એક આનામાં એક શેર લીંબુ મળે છે.

આ બધાં વાકયોમાં સાતમી વિભકિતમાં વપરાયેલા શબ્દો છે તે જુઓ. શો અર્થ બતાવે છે તેનો પણ વિચાર કરો. અહીં સાતમી વિભકિત ત્રીજી વિભક્તિનો–કરણનો અર્થ બતાવે છે. એ બધાં વાકયો સાતમીને બદલે ત્રીજી વિભકિત વાપરીને નીચે લખો.

( ૧ ) ..............................................................................

( ૨ ) ..............................................................................

( ૩ ) ..............................................................................

એક જાતની ઘણી વસ્તુઓ હોય તેમાંથી એકને જુદી પાડી તેને વિશે કાંઇ કહેવું હોય ત્યારે સાતમી વિભક્તિ વપરાય છે.

( ૧ ) મુનશીની નવલકથાઓમાં ‘ગુજરાતનો નાથ’ ઉત્તમ છે.

( ૨ ) ભાષણ કરનારાઓમાં સૌથી સરસ કોણ હતું ?

( ૩ ) બધા ગુણોમાં સાચું બોલવાનો ગુણ શ્રેષ્ઠ છે.

( ૪ ) બધા છોકરાઓમાં નબળામાં નબળો કોણ છે ?

આવી રીતે બધામાંથી એકને વિશે કાંઇ કહેવું હોય તેને નિર્ધારણ કહે છે. એટલે આ બધા વાકયોમાં નિર્ધારણ અર્થે સાતમી વિભક્તિ વપરાયેલી છે.

સાતમી વિભક્તિના પ્રયોગો નીચે આપેલાં વાકયોમાંથી શોધી કાઢો અને તે દરેક કયો અર્થ દર્શાવે છે તે કહો.

( ૧ ) અમે ત્રણ વરસમાં ત્રીસ હજાર રૂપિયા કમાયા.

( ૨ ) તમે દિવસમાં કેટલી વાર ચા પીઓ છો ?

( ૩ ) મહિનામાં કેટલા ઉપવાસ આપણે કરવા જોઈએ ?

( ૪ ) એક કલાકમાં હું પાછો આવીશ.

( ૫ ) હું સાત મિનિટમાં તૈયાર થઈ જઇશ.

સાતમી વિભક્તિનો એક ખાસ પ્રયોગ લક્ષમાં રાખવા જેવો છે. એ પ્રયોગમાં એક કૃદન્ત સાથે એકાદ નામ કે સર્વનામ હોય છે અને એ બંને સાતમી વિભક્તિમાં વપરાયેલાં હોય છે. આવા પ્રયોગને **સતિ સપ્તમી** કહેવામાં આવે છે. સતિ સપ્તમીથી આખા વાકય જેવો અર્થ સમજાય છે.

( ૧ ) **જતે દહાડે** તે સુધરી ગયો.
**જતે દહાડે**= દિવસો ગયા તેમ.

( ૨ ) **સાંજ થતાં** બધાં માણુસો તળાવને કાંઠે ભેગાં થયાં.

( ૩ ) **પરોઢ થયે** હું તમને જગાડીશ.

( ૪ ) **સવાર પડતાં** ખેડૂતો કામે લાગી ગયા.

આ પ્રમાણે બધી કારક વિભક્તિઓ એટલે ક્રિયાપદ સાથેના સંબન્ધ વાળી વિભક્તિઓ આપણે જોઇ. એ બધી વિભક્તિઓમાં કયા કયા પ્રત્યયો લાગે છે અને એ બધી કયા કયા અર્થો દર્શાવે છે તે પણ તમે ધ્યાનમાં રાખ્યું હશે. નીચે કેટલાંક વાકયો આપેલાં છે. તે બધામાં કાળા અક્ષરે છાપેલા શબ્દોની વિભક્તિ કહો અને એ વિભક્તિ કયો અર્થ દર્શાવે છે તે પણ કહો.

( ૧ ) “**બપોરે હું** સૂઇને ઊઠયો ત્યારે ખાલી **બારણાં** બંધ હતાં. બહાર **વરસાદ** વરસતો હતો. તેનો અવાજ આવતો હતો.

અને લાગ્યું કે તે હસે છે. હું દોડતો દોડતો તેની સાથે રમવા ગયો".

( ૨ ) " નિશાળે જતાં વાર થઇ. મારની બીકે હું ધ્રૂજતો હતો. મહેતાજીને લાગ્યું કે હું પલળીને ઠરી ગયો છું તેથી ધ્રૂજતો હોઇશ".

( ૩ ) " તડકાની લહેજત એકલો પવન પારખે છે. એ સુખેથી ફાવે તેમ દોડે છે. સમુદ્ર હોય કે રણ હોય, એને દોડતાં જરાયે મુશ્કેલી નડતી નથી."

( ૪ ) " પરોઢિયું થતાં વાદળાંના ગુચ્છો આકાશમાં દેખાયા. સૂર્યની આસપાસ પણ તેઓ ફેલાયા હતા. તેથી સૂર્યકિરણની જાણે તોપો છૂટતી ન હોય એવો આભાસ થતો હતો.

| શબ્દ | વિભક્તિ | અર્થ | શબ્દ | વિભક્તિ | અર્થ |
|---|---|---|---|---|---|
| | | | | | |

## છઠ્ઠી વિભકિત.

હવે કઈ વિભકિત બાકી રહી? છઠ્ઠી વિભકિત. એ વિભકિતને કારક વિભકિત શા માટે નથી કહેવામાં આવતી? એ તો વિશેષણ વિભકિત કહેવાય છે. કારણ કે વિશેષણ જેવી રીતે નામમાં કાંઇ વિશેષતા—વધારો બતાવે છે તે જ પ્રમાણે છઠ્ઠી વિભકિત પણ વિશેષતા બતાવે છે. આ વિભકિતનો મુખ્ય અર્થ સંબન્ધ છે અને એ સંબન્ધ કેટલા પ્રકારનો હોય છે તે તમને નીચેનાં વાકયો ઉપરથી સમજાશે. એ બધાં વાકયોમાં સંબન્ધ અર્થે છઠ્ઠી વિભક્તિ વપરાયેલી છે.

(૧) બાપના ભાઇને આપણે કાકા કહીએ છીએ.
અહીં શો સંબન્ધ દર્શાવેલો છે? સગપણ.

(૨) મારા જમણા હાથનો અંગૂઠો મરડાઈ ગયો.
અહીં શો સંબન્ધ છે? અંગ; આખી વસ્તુ અને ભાગ.

(૩) અમારા કુવાનું પાણી ખારું છે.
અહીં શો સંબન્ધ છે? સ્થળ, રહેઠાણ.

(૪) આ મારી ચોપડી છે?
અહીં શો સંબન્ધ છે? માલિકી.

(૫) દૂધનું વાસણ ઉઘાડું રહી ગયું.
અહીં શો સંબન્ધ છે? આધાર અને વસ્તુ.

(૬) તેણે ચાંદીની વીંટી અને સોનાનો હાર પહેરેલાં છે.
અહીં શો સંબન્ધ છે? વસ્તુ અને તેની બનાવટ.

વળી ઉપરીપણું, સમાન અર્થનો સંબન્ધ વગેરે કેટલાક સંબન્ધો પણ આ વિભક્તિ દર્શાવે છે.

**અમારો** નોકર નાસી ગયો (**ઉપરીપણું**). **પીપળાનું** ઝાડ પવિત્ર મનાય છે (**સમાન અર્થ**). **ગુલાબની** પાંદડીઓ કોમળ હોય છે (**ઉત્પત્તિ કે ભાગ**). બાવન **રૂપિઆની** સો તોલા ચાંદી મળે છે (**મૂલ્ય**).

આ ઉપરાંત ત્રીજી, પાંચમી, અને સાતમીના અર્થ પણ આ વિભક્તિ કોઇ વાર બતાવે છે. તે માટે નીચેનાં વાકયો બરાબર ધ્યાનપૂર્વક વાંચો.

(૧) આ છોકરી **સ્વભાવની** નરમ છે.

—ત્રીજીનો અથ.

(૨) હું **સવારનો** અહીં બેઠો છું.

—**પાંચમીનો અર્થ.**

(૩) તમને **રાતના** વાંચવાની ટેવ છે?

—**સાતમીનો અર્થ.**

આપણી ભાષામાં કેટલાંક નામયોગી એટલે નામની સાથે વપરાતાં અવ્યયો છે એ તમે જાણો છો. આ અવ્યયો નામ કે સર્વનામની સાથે વપરાય ત્યારે તે નામ કે સર્વનામ છઠ્ઠી વિભક્તિમાં વપરાય છે. છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લાગ્યો હોય તો ભલે, નહિતર સમજી લેવાનો.

(૧) અમે તેને ઝાડ **સાથે** બાંધ્યો.
અમે તેને **ઝાડની સાથે** બાંધ્યો.

(૨) તે ઝાડ **ઉપર** ચડયો.

ઝાડ ઉપર = ઝાડની ઉપર.

(૧) તમે **અમારી સાથે** આવશો?

( ૪ ) તેની પાસે શું છે ?

( ૫ ) અમારા ઘર આગળ કૂવો છે.

નીચે આપેલાં વાકયોમાંથી છઠ્ઠી વિભક્તિમાં વપરાયેલાં નામ અને સર્વનામ શોધી કાઢો, અને તે બધાં કયો અર્થ દર્શાવે છે તે પણ કહો.

( ૧ ) “ સૂર્યની આસપાસ કેટલાંક વાદળાં ઉપર ઈંદ્રધનુષ્યના રંગો ફેલાયા હતા. તાંબાનું વાસણ માંજીને તડકામાં રાખીએ ત્યારે કેટલીક વાર આવો રંગ એના ઉપર દેખાય છે”.

( ૨ ) “ સવારની સાડાચાર વાગ્યાની પ્રાર્થના કરી આકાશમાં દોડતાં વાદળાંઓની રમત જોતો જોતો હું સૂઇ ગયો.”

( ૩ ) “ જંગલી લોકોનો અશોકે ખાસ કાળજી લીધી હતી. તેમની ઉપર જુલમ ન થાય, સુધરેલા લોકોના સહવાસથી તેમને ત્રાસ ન છૂટે, ઊલટું તેમનું જ કલ્યાણ થાય એવો બંદોબસ્ત તેણે કર્યો હતો.”

| શબ્દ | અર્થ | શબ્દ | અર્થ |
|---|---|---|---|
| | | | |

કેટલીક વાર બે કે ત્રણ વિભક્તિઓના પ્રત્યયો એક જ નામ કે સર્વનામને એક સાથે લાગેલા હોય છે.

(૧) તમારામાંથી કોણ મારી જોડે આવશે ?
(છઠ્ઠી, સાતમી, પાંચમી)

(૨) આ બાળકોમાંનો કયો સૌથી નાનો છે ?
(સાતમી, છઠ્ઠી)

યાદ રાખો

(૧) દરેક વિભક્તિને તેનો મુખ્ય અર્થ હોય છે.

(૨) મુખ્ય અર્થ ઉપરાંત બીજા ઘણા અર્થ દરેક વિભક્તિ દર્શાવે છે.

(૩) પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, અને સાતમી–આ છ કારક વિભક્તિઓ કહેવાય છે, કારણ કે તે બધીનો ક્રિયાપદ સાથે સંબન્ધ છે.

(૪) છઠ્ઠી વિભક્તિનો સંબન્ધ ક્રિયાપદ સાથે નથી અને તે વિશેષણ વિભક્તિ કહેવાય છે.

(૫) વિભક્તિ એટલે નામ કે સર્વનામનો નામ સાથેનો અથવા ક્રિયાપદ સાથેનો સંબન્ધ.

---

# પાઠ સાતમો

## આપણી કહેવતો

આપણે વાતમાં વાતમાં કેટલાંક એવાં વાકયો સંભાળીએ છીએ અને ચોપડીઓમાં પણ એવાં ઘણાં વાકયો વાંચીએ છીએ કે જે સચોટ અર્થવાળાં હોવાથી હમેશને માટે આપણા ધ્યાનમાં રહી જાય. અને આવાં વાકયો અમુક માણુસનાં લખેલાં હોય છે કે ગુજરાતમાં અમુક ભાગમાં જ બોલાય છે એવું નથી હોતું. કેટલાંય વરસોથી આપણા વ્યવહારમાં એ વાકયો ચાલુ થઈ ગયાં હોય છે અને જાહેર મિલ્કત હોય એવાં બની ગયાં હોય છે. આવાં વાકયોને આપણે કહેવતો કહીએ છીએ. ટૂંકી ટચ કહેવતોમાં પણ અસરકારક અર્થ હોય છે. નીચે ત્રણ કહેવતો આપેલી છે. તેનો અર્થ સમજવા પ્રયત્ન કરીએ.

(૧) પારકી આશ સદા નિરાશ.

આપણે કાંઈક કામ કરવું હોય અને આપણાથી તે થઇ શકે એમ હોય, છતાં બીજું કોઇ આપણને મદદ કરશે એવો આશા રાખીને આપણે બેસી રહીએ. અન્તે આપણે જેની મદદની રાહ જોતા હોઈએ તે તો પોતાના કામમાં જ મચ્યા રહે અને આપણું કામ થયા વગરનું રહે. એટલે આપણે તો નિરાશ જ થવું પડે. આપણને ઘણીવાર આવો અનુભવ થાય છે. એટલે આવું અનુભવનું સત્ય આ કહેવતમાં છે અને સાથે સાથે આપણે પારકી આશા રાખીને બેસી રહીએ તો નિરાશ થવું પડે એવો સાર પણ એમાંથી મળે છે.

## ( ૨ ) વાવે તેવું લણે ને કરે તેવું પામે.

ખેડૂત અનાજ વાવે છે તે તો તમને બધાને ખબર હશે. જો સારા દાણા વાવ્યા હોય તો પાક સારો થાય અને સડેલા કે ખરાબ થયેલા દાણા વાવ્યા હોય તો પાક પણ નબળો જ થાય. અને જયારે વરસાદ વીતી ગયા પછી એ અનાજનો પાક લણવા જાય ત્યારે એને ખબર પડે છે. એટલે જેવું અનાજ વાવ્યું હોય તેવો જ પાક લણતી વખતે નજરે પડે છે. તે જ પ્રમાણે માણસ જેવું કામ કરે તેવો બદલો તેને મળે છે. આ કહેવતમાં પણ પહેલી કહેવતની પેઠે કાંઇ સાર આપણે લેવાનો છે કે નહિ તેનો વિચાર કરો. આપણે હમેશાં સારાં કામ જ કરવાં જોઇએ કે જેથી આપણને ફળ પણ સારાં મળે. ખરાબ કામ કરીએ તો તેનાં ફળ પણ ખરાબ જ ભોગવવાં પડે છે.

## ( ૩ ) સંપ ત્યાં જંપ.

જંપનો અર્થ તમને ખબર છે? જંપ એટલે શાન્તિ અથવા નિરાંત. જે કુટુમ્બમાં અને જે દેશમાં સંપ હોય છે ત્યાં શાન્તિ હોય છે. લોકો એક બીજા સાથે લડતા નથી, પણ જરૂર પડતાં એક બીજાને મદદ કરવા તૈયાર રહે છે. અને સંપ ન હોય તેવા કુટુમ્બમાં દીકરાઓ બાપ સાથે લડે છે, અને ભાઈ ભાઈ સાથે લડે છે. જે દેશમાં સંપ ન હોય ત્યાં પણ એક જાત બીજી જાત સાથે, અને એક પક્ષ બીજા પક્ષ સાથે લડે છે. આવી લડતથી સંપ વગરનાં કુટુંબોમાં અને દેશોમાં શાન્તિ રહી શકતી નથી. એટલે આપણે શાન્તિનો અનુભવ કરવો હોય તો સંપ રાખવો જોઇએ.

આ પ્રમાણે નાની નાની કહેવતોમાં પણ કેવો અર્થ સમાયેલો હોય છે તે તમને સમજાશે. આપણી ગુજરાતી ભાષામાં આવી

ઘણી કહેવતો છે. બીજી ભાષાઓમાં પણ આવી કહેવતો હોય છે. નીચે આપેલી કહેવતોમાં શો અર્થ છે તે બરાબર સમજાવો.

(૧) વણ બોલાવ્યો બોલે તે તણખલાની તોલે.

(૨) કજિયાનું મૂળ હાંસી, રોગનું મૂળ ખાંસી.

(૩) ગરીબનો બેલી પરમેશ્વર.

(૪) ચેતતો નર સદા સુખી.

(૫) જાગ્યા ત્યાંથી સવાર.

(૬) જેવો દેશ તેવો વેશ.

(૭) ઠોઠ નિશાળિયાને વતરણાં ઘણાં.

(૮) દીવા પાછળ અંધારું.

(૯) દુઃખનું ઓસડ દહાડા.

(૧૦) નાનો તો પણ રાઈનો દાણો.

તમે પણ કેટલીક કહેવતો વાંચી હશે અને સાંભળી હશે. તમારી ચોપડીમાંથી અથવા બીજી કોઈ ચોપડીમાંથી શોધીને એવી દશ કહેવતો ભેગી કરો અને અહીં લખો. દરેક કહેવતોનો અર્થ પણ સમજાવો.

(૧) ..................................................

(૨) ..................................................

(૩) ..................................................

(૪) ..................................................

# પાઠ આઠમો

## સાહાય્યકારક ક્રિયાપદો

સકર્મક, અકર્મક, દ્વિકર્મક, અને સંયુક્ત એ ક્રિયાપદના ચાર પ્રકારો તમે શીખી ગયા છો તે યાદ કરી જાઓ. નીચે ચાર વાકયો આપેલાં છે તેમાં આ ચાર પ્રકારનાં ક્રિયાપદો વાપરેલાં છે તે શોધી કાઢો. સંયુક્ત ક્રિયાપદ સકર્મક, અકર્મક કે દ્વિકર્મક છે તે પણ કહો.

(૧) બાળકો રમવાને માટે મેદાનમાં ગયા. ( )
(૨) રાજા પોતાનો કારભાર પ્રધાનને સોંપે છે. ( )
(૩) સૌ પોતાની કરણીનું ફળ ભોગવે છે. ( )
(૪) કોઇ વસ્તુને નકામી ગણી ફેંકી દેશો નહિ. ( )

આ ઉપરાંત થોડાંક ક્રિયાપદોમાં ક્રિયાનો ભાવ જ કર્તા હોય છે. તેવાં ક્રિયાપદોને **ભાવકર્તૃક** ક્રિયાપદો કહે છે.

(૧) આ બે બહેનોને **બનતું નથી**.
(૨) મને બે દિવસથી કેડમાં **દુઃખે છે**.
(૩) મને આ ગામમાં **ગમતું નથી**.

વળી કેટલાંક ક્રિયાપદો અધૂરો અર્થ બતાવે એવાં હોય છે એ પણ તમે જોયું છે. આવાં ક્રિયાપદોને **અપૂર્ણક્રિયાવાચક** ક્રિયાપદો કહે છે. ક્રિયાપૂરક ઉમેરવાથી આવાં ક્રિયાપદોનો અર્થ સંપૂર્ણ બને છે.

(૧) બુદ્ધ ભગવાન **રાજાના પુત્ર** હતા.
(૨) લડાઈમાં સિદ્ધરાજ **વિજયી** થયો.
(૩) તેનો છોકરો **નાલાયક** નીકળ્યો.

આ પ્રકારો ઉપરાંત બીજો એક પ્રકાર પણ આપણે ધ્યાનમાં રાખવાનો છે તે જોઇએ. નીચે આપેલાં વાકયો જુઓ.

| | |
|---|---|
| આ ફૂલ સુગંધવાળું છે. | આ ફૂલમાંથી સુગંધ આવે છે. |
| હું કાલે વડોદરામાં હતો. | હું સવારે વાંચતો હતો. |
| ગોપાળ અત્યારે ઘરમાં હશે. | તેણે તમને કાગળ લખ્યો હશે. |
| મારે તો આ જ ચોપડી જોઇએ. | આપણે સાચું બોલવું જોઇએ. |

ડાબી બાજુનાં વાકયોમાં કયાં કયાં ક્રિયાપદો છે? એનાં એ ક્રિયાપદો જમણી બાજુના વાકયોમાં પણ દેખાય છે? હા. પરંતુ, ડાબી બાજુનાં વાકયોમાં એ ક્રિયાપદો એકલાં-સ્વતંત્ર વપરાયેલાં છે, અને જમણી બાજુનાં વાકયોમાં બીજાં ક્રિયાપદોની સાથે વપરાયેલાં છે.

ડાબી બાજુનાં વાકયોમાં એ ક્રિયાપદો એકલાં પણ પૂરો અર્થ દર્શાવે છે. જમણી બાજુનાં વાકયોમાં એ ક્રિયાપદોને એકલાં રહેવા દઇએ તો પૂરો અર્થ દર્શાવાય છે કે નહિ તે જુઓ.

આ ફૂલમાંથી સુગંધ ———— છે.

તેણે તમને કાગળ ———— હશે.

આ પ્રમાણે આવાં વાકયોમાં છે, હતો, હશે. જોઇએ, વગેરે ક્રિયાપદો સ્વતંત્ર નથી, પણ બીજાં ક્રિયાપદોને મદદ કરવા વપરાયેલાં છે. મદદ કરનાર સાહાય્યકારક કહેવાય છે, એટલે આવાં ક્રિયાપદો પણ સાહાય્યકારક ક્રિયાપદો કહેવાય છે.

કર્યું છે, કરેલું છે, કર્યું હોત, કર્યું હોય, — આ બધાં રૂપો પરથી સમજાશે કે સાહાય્યકારક ક્રિયાપદો એક જ મૂળ ધાતુનાં જુદા જુદા અર્થવાળાં રૂપ કરવામાં મદદરૂપ થાય છે.

હવે આ બધાં સાહાય્યકારક ક્રિયાપદો કયાં ધાતુનાં રૂપ છે તે જોઇએ. હતો, હશે, હોય, હોત, હોઉં, હોઇએ વગેરે 'હો'

ધાતુનાં રૂપો છે. હો ધાતુનાં આવાં અમુક રૂપો આપણી ભાષામાં વપરાય છે તે આપણે ઉપયોગમાં લઇએ છીએ.

જોઈએ, જોઇએ છે, જોઇશે, જોઈતું હશે, વગેરે કયા ધાતુનાં રૂપ છે? આ ધાતુનાં પણ આટલાં અમુક રૂપો જ આપણી ભાષામાં વપરાય છે. આ બધાં રૂપો વપરાયાં હોય ત્યારે વાકયમાં હમેશાં કર્મણિ પ્રયોગ હોય છે તે લક્ષમાં રાખવું.

(૧) તમારે શું જોઇએ?

(૨) મારે પાણી જોઇશે.

(૩) તેને આ ચોપડી જોઈતી હશે.

છું, છે, છીએ, છો,—આ બધાં કયા ધાતુનાં રૂપ છે? આગળ દર્શાવેલા હો ધાતુનાં જેવો 'છ' ધાતુ છે તેનાં આ બધાં રૂપો છે. આવાં પણ અમુક રૂપો જ આપણી ભાષામાં વપરાય છે. 'નથી' માં નહિ સાથે છ ધાતુનું રૂપ છે એ ભૂલવું નહિ.

આ પ્રમાણે કેટલાક ધાતુઓનાં અમુક રૂપો જ ભાષામાં વપરાય છે અને બીજા ધાતુઓની પેઠે બધા જ કાળમાં અને બધા જ અર્થમાં એ ધાતુઓ વાપરી શકાતા નથી. આવા ધાતુઓને અપૂર્ણ ધાતુઓ કહેવામાં આવે છે. આ બધા અપૂર્ણ ધાતુઓ સ્વતંત્ર રીતે પણ વપરાય છે, અને સાહાય્યકારક તરીકે પણ વપરાય છે.

હવે એક ધાતુ એવો છે કે જે માત્ર સાહાય્યકારક તરીકે વપરાય છે તે જોઇએ.

(૧) હું હવે ચાલી શકું છું.

(૨) તમે સવારે આવી શકયા નહિ.

(૩) અમે તમારી સાથે આવી શકીશું નહિ.

(૪) તમે આવી શકો, તો આવજો.

શક્ ધાતુનાં જુદા જુદા કાળનાં અને અર્થનાં કેટલાંક રૂપ ઉપરનાં વાક્યોમાં વપરાયેલાં છે. પણ આ શક્ ધાતુ સ્વતંત્ર ક્રિયાપદ તરીકે કદી પણ વપરાતો નથી એ ધ્યાનમાં રાખવું. એ માત્ર સાહાય્યકારક ક્રિયાપદ તરીકે વપરાય છે. શક્ ધાતુ બીજા ધાતુ સાથે જોડાતાં જાણે સંયુક્ત ક્રિયાપદ બનતું હોય એવું લાગે છે.

નીચે આપેલાં વાક્યોમાં સ્વતંત્ર ક્રિયાપદો નીચે લાલ લીટી અને સાહાય્યકારક ક્રિયાપદો નીચે ભૂરી લીટી દોરો.

( ૧ ) આપણાથી આ કામ નહિ થાય.
( ૨ ) તમે નકામા હેરાન થાઓ છો.
( ૩ ) આ જગ્યા માટે લાયક માણસ જોઇશે.
( ૪ ) આટલું નાનું લશ્કર શું કરી શકશે ?
( ૫ ) તમે આજે ચીઢાયેલા કેમ છો ?
( ૬ ) હું તમારો જૂનો મિત્ર છું.
( ૭ ) પરીક્ષામાં પાસ થવા તમારે વાંચવું જોઇએ.
( ૮ ) તમે આ કામમાંથી ક્યારે છૂટા થશો ?
( ૯ ) અમે અમદાવાદમાં પંદર દિવસ રહ્યા હતા.
( ૧૦ ) એ અમારી રાહ જોતો હશે.

**યાદ રાખો**

( ૧ ) મુખ્ય ક્રિયાપદને મદદ કરનારાં ક્રિયાપદો સાહાય્યકારક ક્રિયાપદો કહેવાય છે.
( ૨ ) જે ધાતુનાં બધા કાળમાં અને અર્થમાં વપરાતાં રૂપ ભાષામાં ન હોય તે અપૂર્ણ ધાતુઓ કહેવાય છે.
( ૩ ) 'જોઇએ' કે એનાં બીજાં રૂપ વપરાયેલાં હોય ત્યારે વાક્યમાં કર્મણિપ્રયોગ હોય છે.
( ૪ ) શક્ ધાતુ સ્વતંત્ર ક્રિયાપદ તરીકે વપરાતો નથી.

# પાઠ નવમો

## ક્રિયાપદ—કાળનાં રૂપો

દરેક વાકયમાં ક્રિયાપદનું રૂપ હોય છે. એ રૂપ ઉપરથી ક્રિયા હમણાં થાય છે, પહેલાં થઈ ગઈ છે કે હવે થવાની છે તે આપણે સમજી શકીએ છીએ. અને ક્રિયાનો કાળ સમજાય એટલે ક્રિયાપદનું રૂપ વર્તમાનકાળનું, ભૂતકાળનું કે ભવિષ્યકાળનું છે તે આપણે કહી શકીએ છીએ. આ ત્રણ કાળમાં ક્રિયાપદોનાં રૂપ થાય છે એ તો તમે જાણો છો. અને મુખ્ય કાળ તો આ ત્રણ જ છે. પણ એ દરેક કાળમાં પાછા જુદા જુદા અર્થ દર્શાવાય છે એ પણ તમે જાણો છો. નીચે આપેલાં વાકયોમાં ક્રિયાપદ કયા કાળમાં વપરાયાં છે તે જુઓ.

(૧) હું બોલું. (૨) હું બોલું છું. (૩) હું બોલ્યો છું. (૪) હું બોલેલો છું.

આ ચારે વાકયોમાં ક્રિયાનો વર્તમાનકાળ સાથે સંબન્ધ છે એવું તો તરત સમજાય છે. ત્યારે આ ચાર વાકયોમાં જે ક્રિયાપદો છે તેમના અર્થમાં કાંઇ ફેર છે ખરો કે નહિ? ફેર અવશ્ય છે. શો છે તે જોઇએ.

(૧) હું બોલું. — અહીં વર્તમાનકાળનો સામાન્ય અર્થ છે. માટે, સાદો વર્તમાનકાળ.

(૨) હું બોલું છું. — અહીં વર્તમાનકાળમાં બોલવાની ક્રિયા ચાલુ છે એટલે પૂરી નથી થઈ—અપૂર્ણ છે એવો અર્થ છે; માટે અપૂર્ણ વર્તમાનકાળ.

(૩) **હું બોલ્યો છું.** અહીં બોલવાની ક્રિયા થઇ ગઇ છે. પણ બહુ થોડા વખત પહેલાં, એવો અર્થ છે; માટે **પૂર્ણ વર્તમાનકાળ પહેલો.**

(૪) **હું બોલેલો છું.** અહીં બોલવાની ક્રિયા થઈ ગઇ છે. પણ જરા વધારે વખત પહેલાં, એવો અર્થ છે; માટે **પૂર્ણ વર્તમાનકાળ બીજો.**

ત્યારે આ પ્રમાણે વર્તમાનકાળનાં ચાર સ્વરૂપો થયાં. એ બધાં રૂપોમાં સાહાય્યકારક ક્રિયાપદો કયાં કયાં વપરાયાં છે તે જોઈ જાઓ. સાહાય્યકારક ક્રિયાપદ વાપરીને આપણે જે રૂપ તૈયાર કરવું પડે તે **મિશ્રરૂપ** કહેવાય છે, કારણ કે મૂળ ક્રિયાપદ અને સાહાય્યકારક ક્રિયાપદ એ બંનેના મિશ્રણથી એ રૂપ બને છે. જે માત્ર મૂળ ક્રિયાપદનું રૂપ હોય તે **શુદ્ધ રૂપ** કહેવાય છે.

હવે એ પ્રમાણે ભૂતકાળનાં રૂપ જોઇએ.

( ૧ ) **હું બોલ્યો** ભૂતકાળનો સામાન્ય અર્થ; માટે **સાદો ભુતકાળ.**

( ૨ ) **હું બોલેલો.** ભૂતકાળ.

( ૩ ) **હું બોલતો હતો.** અપૂર્ણ ભૂતકાળ.

( ૪ ) **હું બોલ્યો હતો.** પૂર્ણ ભૂતકાળ પહેલો.

( ૫ ) **હું બોલેલો હતો.** પૂર્ણ ભૂતકાળ બીજો.

ભવિષ્યકાળમાં ક્રિયાપદનાં કેવાં કેવાં રૂપો વપરાય છે તે જોઇએ.

**હું બોલીશ.** અહીં ભવિષ્યકાળનો સામાન્ય અર્થ છે; માટે **સાદો ભવિષ્યકાળ.**

ભવિષ્યકાળ તો હજી આવવાનો હોય તે સમય વિષે આપણને કહે છે માટે જેમ વર્તમાનકાળની કે ભૂતકાળની ક્રિયા પૂર્ણ અથવા પૂરેપૂરી થઇ ગઇ હોય તેમ ભવિષ્યકાળની ક્રિયા માટે ન જ બની શકે એ ચોખ્ખું છે. માટે જેવા ભેદ ઉપર આપણે વર્તમાનકાળમાં અને ભૂતકાળમાં જોયા તેવા ભવિષ્યકાળમાં આવી શકશે નહિ. પરંતુ ભવિષ્યકાળની સાથે વર્તમાનકાળ અથવા ભૂતકાળ કેટલીક વાર જોડાયેલો હોય છે તે નીચેનાં વાકયો જોતાં સમજાશે.

(૧) હું **બોલવાનો છું**. (૨) હું **બોલનાર છું**.

(૩) મારે **બોલવું છે.**

આ ત્રણે વાકયોમાં ભવિષ્યકાળનો અર્થ છે અને તે વર્તમાનમાં કહેવાય છે. એટલે ભવિષ્યકાળ સાથે વર્તમાનકાળ જોડાયેલો છે.

(૧) હું **બોલવાનો હતો.** (૨) હું **બોલનાર હતો.**

(૩) મારે **બોલવું હતું.**

અહીં જે ક્રિયા ભવિષ્યમાં થવાની હતી તે ભૂતકાળથી કહેવામાં આવી છે એટલે ભવિષ્યકાળની સાથે ભૂતકાળ જોડાયેલો છે.

આવાં વાકયોમાં કાંઇક ઇચ્છાનો અર્થ પણ છે. હું બોલવાનો છું, હું બોલવાનો, હતો વગેરે વાકયોમાં કાંઇક ઇચ્છાનો અંશ પણ છે માટે કાળનાં આવાં રૂપોને ઈચ્છાવાચક તરીકે પણ ઓળખાવવામાં આવે છે. એટલે આ બધા રૂપોમાં ભવિષ્યની ક્રિયા વિશે કહેવામાં આવ્યું હોય તે છતાં જે કાળમાં એ કહેવામાં આવ્યું હોય તે કાળને જ મુખ્ય ગણવો અને ક્રિપાપદનું રૂપ પણ તે કાળનું જ ગણવું. ક્રિયાપદ કયા કાળમાં વપરાયું છે તે નક્કી કરવા માટે વપરાયેલા રૂપ ઉપરથી જે સ્પષ્ટ અર્થ થતો હોય તેનો જ આધાર લેવો.

કેટલીક વાર અમુક ક્રિયા નિયમિત રીતે થતી હોય અથવા ભૂતકાળમાં થઇ હોય એવો અર્થ ક્રિયાપદના રૂપ ઉપરથી સમજાય છે.

( ૧ ) હું રોજ સવારે પ્રાર્થના કરું છું.—વર્તમાનકાળ નિયમિત.
( ૨ ) ગયા વરસમાં અમે રોજ વહેલા ઊઠતા.—ભૂતકાળ નિયમિત.
( ૩ ) રોજ કસરત કરીને દૂધ પીજો.—ભવિષ્યકાળ નિયમિત.

કાળ સાથે જુદા જુદા અર્થ પણ ક્રિયાપદનાં રૂપોમાં હોય છે. એ તમે જાણો છો. નીચે કેટલાંક વાકયો આપેલાં છે. એ વાકયોમાં ક્રિયાપદનાં જે રૂપો છે તે કયા કાળમાં છે અને કયો અર્થ દર્શાવે છે તે આપેલું છે. તે ઉપર બરાબર વિચાર કરો એટલે કાળ અને અર્થ કેમ સમજાય તે જણાશે.

( ૧ ) અમે ચા પીવા જઇએ છીએ.
( સાદો કે અપૂર્ણ વર્તમાનકાળ, નિશ્ચયાર્થ )

( ૨ ) રમણિક છાપરેથી પડેલો.
( વિશેષ ભૂતકાળ, નિશ્ચયાર્થ ).

( ૩ ) પૂનામાં ગુજરાતીઓની સારી સંખ્યા છે.
( સાદો વર્તમાનકાળ, નિશ્ચયાર્થ ).

( ૪ ) જો હું વખતસર આવીશ તો ભાષણ કરીશ.
( ભવિષ્યકાળ, સંકેતાર્થ )

( ૫ ) અમે કાલે તમારે ઘેર આવ્યા હોત.
( ભૂતકાળ, સંશયાર્થ )

( ૬ ) ચંદ્રવદને પાંત્રીસ નાટકો લખ્યાં હશે.
( ભૂતકાળ, સંશયાર્થ )

( ૭ ) તમે અમારી સાથે આવવાના છો ?
( ભવિષ્યકાળ, પ્રશ્નાર્થ )

( ૮ ) તમારે વચ્ચે બોલવું જોઇએ નહિ.
( વર્તમાનકાળ, વિધ્યર્થ )

(૯) ગુજરાતીઓએ ગુજરાતનું હિત પહેલાં વિચારવું.
(સામાન્યકાળ, વિધ્યર્થ)

(૧૦) તમે આવતી કાલે અહીં આવજો.
(ભવિષ્યકાળ, આજ્ઞાર્થ)

(૧૧) તમે સીનેમામાં આવ્યા હોત, તો મને ત્યાં જોયો હોત.
(ભૂતકાળ, સંકેતાર્થ)

(૧૨) હું થોડુંક બોલું ?
(સાદો વર્તમાનકાળ, પ્રશ્નાર્થ)

(૧૩) અમે કદાચ સાંજની ગાડીમાં નીકળીએ.
(સાદો વર્તમાનકાળ, સંશયાર્થ)

(૧૪) અમે આ નદીમાં બહુ તરેલા.
(વિશેષ ભૂતકાળ, નિશ્ચયાથ)

(૧૫) તમે કાલે કયાં ગયેલા હતા ?
(બીજો પૂર્ણભૂતકાળ, પ્રશ્નાર્થ)

(૧૬) બધા છોકરાઓ ચાલ્યા ગયેલા હશે.
(બીજો પૂર્ણભૂતકાળ, સંશયાર્થ)

(૧૭) હું રોજ આ મંદિરમાં દર્શને જતો.
(નિયમિત ભૂતકાળ, નિશ્ચયાર્થ)

(૧૮) પ્રમુખ સાહેબ સભામાં આવી ગયા છે ?
(પહેલો પૂર્ણવર્તમાનકાળ, પ્રશ્નાર્થ)

(૧૯) અમે આજે સવારે બહુ જમ્યા હતા.
(પહેલો પૂર્ણ ભૂતકાળ, નિશ્ચયાર્થ)

જેમ 'જોઈએ' સાહાય્યકારક ક્રિયાપદ તરીકે જુદા જુદા કાળ બતાવે છે તે પ્રમાણે શક્ ધાતુનાં રૂપ પણ વર્તમાનકાળ, ભૂતકાળ,

ભવિષ્યકાળ વગેરે બતાવે છે. ખરી રીતે શક્ ધાતુ સ્વતંત્ર રીતે વપરાતો નથી છતાં મૂળ ધાતુ સાથે જોડાતાં સંયુક્ત ક્રિયાપદ જેવાં રૂપ બનાવ છે. કારણ કે જુદા જુદા કાળનાં રૂપ બનાવવા માટે શક્ ધાતુને પણ છું, હતો, વગેરે સાહાય્યકારક ક્રિયાપદોની જરૂર પડે છે. નીચેનાં વાકયોમાં ક્રિયાપદનાં રૂપ જુઓ અને તે કયા કાળમાં છે તે કહો.

(૧) તમારે આ શાળામાં આવવું જોઇશે.

(૨) તમારે સાચું કહી દેવું જોઇતું હતું.

(૩) સાચી વાતમાં આપણે શું કરી શકીએ ?

(૪) હું આ બાબતમાં તમને મદદ કરી શકયો હોત.

નીચે આપેલા ગદ્યખંડમાં ક્રિયાપદો કાળે અક્ષરે છાપેલાં છે. તે બધાં કયા કયા કાળમાં અને કયા અર્થમાં છે તે કહો.

"કલાપી તે સ્નેહી **હતો** કે કવિ એ પ્રશ્ન ઉપર આજ સુધીમાં ઘણો ઉહાપોહ **થયો છે**; પણ વસ્તુતઃ તો કવિ ને સ્નેહી એ બે શબ્દો કાંઇ વિરોધાત્મક **નથી**. કવિ તે સ્નેહી **હોઇ શકે** એ જેમ સાચું છે, તેમ સ્નેહી તે કવિ **હોઇ શકે** એ પણ સત્ય **છે**. સત્ય વસ્તુ તો એ છે કે કલાપી સ્નેહી **હતા** માટે જ કવિ **થઇ શકયા**.'

**યાદ રાખો**

(૧) મૂળ ક્રિયાપદનાં રૂપ સાથે સાહાય્યકારક ક્રિયાપદો વપરાઇને જે રૂપ બન્યાં હોય તે મિશ્ર રૂપો કહેવાય છે.

(૨) એકલાં મૂળ ક્રિયાપદોનાં રૂપ જ કાળનો અર્થ દર્શાવે ત્યારે તે સાદાં રૂપ કહેવાય છે.

(૩) જે કાળનો સ્પષ્ટ અર્થ ક્રિયાપદનાં રૂપમાંથી નીકળે તે કાળ ક્રિયાપદનો સમજવો.

# પાઠ દશમો

## દરજી



[ બરાબર ઝીણવટથી આ ચિત્ર જોઇ જાઓ. જે કારીગરોનું આપણને જીંદગીમાં કામ પડે છે, અને જે નાની મોટી સંખ્યામાં ગામડામાં કે શહેરમાં બધે જરૂર દેખાય છે, એવા કારીગરોમાંનો એક આ દરજી છે. સ્ત્રીઓ માટે, પુરુષો માટે, છોકરાઓ માટે, છોકરીઓ માટે, નાનાં બચ્ચાંઓ માટે, જાતજાતનાં કપડાં દરજી સીવે છે. જે માણુસ માટે કપડાં સીવવામાં આવ્યાં હોય તેના શરીરને એ બરાબર થઇ રહે એટલું પણ એ ધ્યાન આપે છે. આ દરજીની દુકાનનું ચિત્ર છે. એમાં કેટલા માણુસો છે, અને એ દરેક શું શું કામ કરે છે ? શી શી વસ્તુઓ તમે જુઓ છો, અને તે દરેક શા કામમાં આવે છે ? તમારા ગામના કે શહેરના કોઇ દરજીની દુકાન તમે જોઇ છે ? આ બધી બાબતો લક્ષમાં રાખીને દરજી વિશે એક નાનું સરખું લખાણુ તૈયાર કરો. ]

# પાઠ અગિયારમો

## સાધિત ધાતુ

(૧) હું રમું છું. (૨) તમે રમો છો. (૩) અંજની રમતી હતી. (૪) અમે રમીએ છીએ. (૫) તેઓ રમે છે. (૬) બાળકો રમશે.

આ બધાં વાકયોમાં ક્રિયાપદનાં જે રૂપ વપરાયાં છે તે જોઈ જાઓ. આ બધાં રૂપ એક મૂળ રૂપ ઉપરથી થયાં છે. એ મૂળ રૂપ કયું તે કહો. રમ ઉપરથી આ બધાં રૂપ થયાં છે. રમ્ જેવા ક્રિયાપદનાં મૂળ રૂપને ધાતુ કહે છે તે તો તમને યાદ હશે. આ પ્રમાણે ક્રિયાપદનાં જે રૂપ આપણે ભાષામાં વાપરીએ છીએ તે બધાંને મૂળ રૂપ હોય છે અને એ મૂળ રૂપ તે ધાતુ.

(૧) બાળક રમે છે.

(૨) માતા બાળકને રમાડે છે.

આ બે વાકયોમાં કયા ધાતુનાં રૂપ વપરાયાં છે તે કહો. પહેલા વાકયમાં **રમ** ધાતુ છે. બીજા વાકયમાં રમાડ ધાતુ છે. આ બે ધાતુના અર્થનો વિચાર કરો. પહેલા ધાતુના અર્થ સાથે બીજા ધાતુના અર્થને સંબન્ધ છે ખરો ? હા. રમ ઉપરથી રમાડ ધાતુ બનાવવામાં આવ્યો છે. એટલા માટે **રમ** એ મૂળ ધાતુ અને રમાડ એ બનાવેલો એટલે **સાધિત** ધાતુ કહેવાય.

નીચે આપેલાં વાકયોમાં મૂળ ધાતુનું રૂપ આપેલું હોય ત્યાં સામેના વાકયમાં સાધિત ધાતુનું રૂપ વાપરો અને સાધિત ધાતુનું રૂપ આપેલું હોય ત્યાં સામે મૂળ ધાતુનું રૂપ વાપરો.

| મૂળ | સાધિત |
| --- | --- |
| (૧) બાળક હસે છે. | (૧) માતા બાળકને ______ |
| (૨) હું ______ | (૨) તમે મને રડાવો છો. |
| (૩) ભારતી દૂધ પીએ છે. | (૩) માસી ભારતીને દૂધ ______ |
| (૪) હું ઇતિહાસ ______ | (૪) તે મને ઇતિહાસ શીખવે છે. |
| (૫) અમે વહેલા ઊઠીએ છીએ. | (૫) તે અમને વહેલા ______ |
| (૬) મોટર ચાલે છે. | (૬) હું મોટર ______ |
| (૭) અમે નીચે ______ | (૭) તેણે અમને નીચે બેસાડ્યા. |

આ પ્રમાણે રમવું ઉપરથી રમાડવું, બાંધવું ઉપરથી બંધાવવું, છોડવું ઉપરથી છોડાવવું, પકડવું ઉપરથી પકડાવવું વગેરે અનેક સાધિત ધાતુઓ આપણી ભાષામાં વપરાય છે. જેમ મૂળ ધાતુઓનાં રૂપ જુદા જુદા કાળ અને અર્થમાં થાય છે તેમ આ સાધિત ધાતુઓનાં રૂપ પણ જુદા જુદા કાળ અને અર્થમાં થાય છે, તે લક્ષમાં રાખવું. મૂળ ધાતુ અને સાધિત ધાતુના અર્થમાં શો ફેર પડે છે તે જોઈએ.

| મૂળ | સાધિત |
| --- | --- |
| બાળક લખે છે. | હું બાળકને લખાવું છું. |
| તમે બેઠા. | મેં તમને બેસાડ્યા. |

મૂળ ધાતુ વપરાય છે ત્યાં શો અર્થ થાય છે તે જુઓ. ‘બાળક લખે છે’ એટલે જાતે જ સ્વેચ્છાથી લખવાની ક્રિયા કરે છે. અને ‘હું બાળકને લખાવું છું’ એટલે લખવાની ક્રિયા તો બાળક જ કરે છે પણ બાળક લખવાની ક્રિયા કરે એવી યોજના હું કરું છું અથવા એવી પ્રેરણા હું આપું છું. આવી જ જાતનો અર્થનો તફાવત પછીનાં બે વાક્યોમાં પણ તમને દેખાશે અને

તેથી જ આવા અર્થમાં સાધિત કરેલા ધાતુઓને પ્રયોજ્ય અથવા પ્રેરક ધાતુઓ કહેવામાં આવે છે. મૂળ ધાતુની જે ક્રિયા છે એ ક્રિયા કરવાની યોજના અથવા પ્રેરણા બીજા કોઈ તરફથી કરવામાં આવે છે એવો અર્થ આ પ્રયોજ્ય અથવા પ્રેરક ધાતુઓમાં છે. નીચે આપેલા મૂળ ધાતુઓના પ્રેરક ધાતુ લખો.

| મૂળ | પ્રેરક |
|---|---|
| (૧) રડવું | |
| (૨) ફરવું | |
| (૩) ચરવું | |
| (૪) પહેરવું | |
| (૫) ઊતરવું | |
| (૬) પરણવું | |
| (૭) પીવું | |

પ્રેરકના અર્થમાં મૂળ ધાતુ ઉપરથી સાધિત ધાતુ કેમ બને છે તે આપણે જોયું. હવે બીજા કોઇ અર્થમાં સાધિત ધાતુ બને છે કે નહિ તે જોઇએ.

(૧) મેં લાકડામાં ખીલો બેસાડયો.

(૨) મેં સુતાર પાસે લાકડામાં ખીલો બેસાડાવ્યો.

આ બંને વાકયોનાં ક્રિયાપદો જુઓ. બેસાડવું અને બેસાડાવવું એ બે વચ્ચે તમને કાંઈ સંબન્ધ લાગે છે? હા, બેસાડવું પરથી સાધિત ધાતુ બેસાડાવવું થાય. પણ બેસાડવું પોતે કોઈ મૂળ ધાતુ પરથી બનેલો ધાતુ લાગે છે કે નહિ તેનો વિચાર કરો. બેસવું ઉપરથી સાધિત થયેલો પ્રેરક ધાતુ બેસાડવું છે. આ પ્રમાણે મૂળ ધાતુ પરથી પ્રેરક ધાતુ બનાવાય અને પ્રેરક ધાતુ

પરથી પાછો સાધિત ધાતુ પણ બનાવાય. પ્રેરક ધાતુને પ્રયોજ્ય ધાતુ પણ કહેવામાં આવે છે. અને પ્રેરક ધાતુ પરથી બનેલા ધાતુને **પ્રયોજક** ધાતુ કહે છે. વળી મૂળ ધાતુ પરથી એક ધાતુ **સાધિત** કરીને તેના પરથી ફરીને (= પુનઃ) આ ધાતુ **સાધિત** કરવામાં આવે છે માટે તેને **પુનઃસાધિત** ધાતુ પણ કહેવામાં આવે છે. નીચે આપેલા જેવા બીજા ધાતુઓ તમે લખો.

| મૂળ ધાતુ | પ્રેરક–પ્રયોજ્ય ધાતુ | પ્રયોજક–પુનઃ સાધિત ધાતુ |
|---|---|---|
| **બોલ** | **બોલાવ** | **બોલાવરાવ** |
| **રમ** | **રમાડ** | **રમાડાવ** |
| **ચાલ** | **ચલાવ** | **ચલાવરાવ** |

આપણે કર્મણિ પ્રયોગમાં પણ મૂળ ધાતુ ઉપરથી કર્મણિનું રૂપ બનાવીએ છીએ. હું કામ કરું છું.—મારાથી કામ કરાય છે. પરંતુ અહીં ક્રિયાપદના રૂપ ઉપરથી કર્તરિનો કે કર્મણિનો અર્થ આપણને સમજાય છે, અને તે ઉપરાંત બીજો કોઇ નવો અર્થ ધાતુમાં આવતો નથી એટલે કર્મણિનાં રૂપ મૂળ ધાતુ પરથી સાધિત ધાતુ બનાવીને કરવામાં આવ્યાં છે એમ સાધારણ રીતે ગણવામાં આવતું નથી. છતાં મૂળ ધાતુ અને કર્મણિમાં વપરાતા એ ધાતુના રૂપનો સંબન્ધ નીચેનાં થોડાં ઉદાહરણો પરથી સમજાશે.

| કર્તરિ | કર્મણિ |
|---|---|
| જવું | જવાવું |
| કરવું | કરાવું |
| બોલવું | બોલાવું |

નીચે આપેલા ત્રણ ધાતુઓને મૂળ રૂપમાં અને પ્રેરક રૂપમાં વાપરી ગમે તે કાળ અને અર્થવાળું એક એક વાકય બનાવો.

(૧) ફર (૨) નમ (૩) કર

(૧) ........................................ (મૂળ)
(૨) ........................................ (પ્રેરક)
(૧) ........................................ (મૂળ)
(૨) ........................................ (પ્રેરક)
(૧) ........................................ (મૂળ)
(૨) ........................................ (પ્રેરક)

**યાદ રાખો**

(૧) મૂળ ધાતુ પરથી બનાવેલા ધાતુ તે સાધિત ધાતુ કહેવાય.
(૨) સાધિત પરથી બનાવેલા ધાતુ ને પુનઃસાધિત કહેવાય.
(૩) સાધિત ધાતુઓનાં રૂપ પણ બધા કાળ અને અર્થમાં થાય છે.

# પાઠ બારમો

## સોની



[ તમે પહેલાં એક કારીગરનું ચિત્ર જોયું, આ ચિત્રમાં એવા જ એક બીજા કારીગરની દુકાન છે. આ ચિત્રમાં શું શું છે તે જોઈ જાઓ. જુદા જુદા માણસો શું શું કામ કરે છે તે પણ જુઓ. સોની કયાં કયાં ઓજારો ઉપયોગમાં લે છે તે તમે જાણો છો? ચિત્રમાં એવાં કેટલાં ઓજારો દેખાય છે? "સુખમાં સાંભરે સોની ને દુઃખમાં સાંભરે રામ." એવી કહેવત શા માટે પડી હશે. હવે સોની વિશે અને એના કામ વિષે થોડુંક લખો.]

________________________________________

________________________________________

# પાઠ તેરમો

## સમાસ

(૧) કળા એ કાંઇ **મોજશોખની** વસ્તુ નથી.

(૨) કોઇ પણ સમાજની **ગૃહરચના** જોઇને તે સમાજની **મનોરચના** પારખવી સાવ સહેલી છે.

(૩) વાણી એ વિચારનું અને ભાવનું **પરોક્ષ** વાહન છે; સંગીત અને કળા **પ્રત્યક્ષ** વાહન છે.

(૪) જેમ **સદાચારની** અથવા **ધર્માચારની** વ્યાખ્યા કરવી મુશ્કેલ છે, તેમ કળાનું લક્ષણ બાંધવું પણ એટલું જ મુશ્કેલ છે.

(૫) કેટલાક **વિનોદપ્રિય** લોકો પોતાની થયેલી ફજેતી **તટસ્થ** ભાવે **રસપૂર્વક** વર્ણવે છે અને **પક્ષપાત** વગર પોતાની **સ્મરણયાત્રા** લખે છે.

ઉપર કેટલાંક વાકયો આપેલાં છે. તેમાં કાળા અક્ષરમાં છાપેલા શબ્દો જોઇ જાઓ. સાદી રીતે છાપેલા બીજા શબ્દો પણ જુઓ. એ બધા શબ્દો અને આ કાળા અક્ષરે છાપેલા શબ્દોમાં તમને કાંઇ તફાવત લાગે છે ? **મોજશોખ, ગૃહરચના, ધર્માચાર, વિનોદપ્રિય,** વગેરે શબ્દો બે શબ્દોના જોડાણથી બનેલા છે. આવી રીતે આપણી ભાષામાં કેટલાક એવા શબ્દો પણ છે કે જે બે કે બેથી વધારે શબ્દોના જોડાણથી બનેલા હોય છે. જોડાણ થયા પછી આખો શબ્દ એક જ બને છે. **મોજ** અને **શોખ** એ બે શબ્દો છે; પણ **મોજશોખ** એક જ શબ્દ છે. આવી રીતે બે કે બેથી વધારે શબ્દો જોડાઇને જે શબ્દ બને તેને **સમાસ** કહેવામાં આવે છે. ઉપર આપેલાં વાકયોમાં કાળા અક્ષરે છાપેલા બધા શબ્દો સમાસ છે. એ સમાસો

વાપરવાને બદલે આપણે છૂટા છૂટા શબ્દો વાપરીએ તો બોલવામાં અને લખવામાં લંબાણ થાય. જે શબ્દોનો સમાસ બનેલો હોય તે શબ્દો સંસ્કૃત હોય તો તેમનું જોડાણ સન્ધિ કરીને થાય છે.

હવે ઉપરનાં વાકયોમાં આપેલા સમાસોના અર્થ શા છે તે જોઇએ. સમાસનો અર્થ સ્પષ્ટ સમજવા પહેલાં પ્રયત્ન કરવો અને એ અર્થ સમજતાં જે શબ્દોનો સમાસ બનેલો હોય તે શબ્દો વચ્ચે શો સંબન્ધ છે તે પણ આપણને સમજાય છે.

| | | |
|---|---|---|
| મોજશોખ | = | મોજ અને શોખ |
| ગૃહરચના | = | ગૃહની રચના |
| મનોરચના | = | મનની રચના. ( મનઃ + રચના ) |
| પરોક્ષ | = | આંખોથી પર – દૂર |
| પ્રત્યક્ષ | = | આંખોની પ્રતિ – સામે |
| સદાચાર | = | સત્ – સારો આચાર |
| ધર્માચાર | = | ધર્મનો આચાર |
| વિનોદપ્રિય | = | વિનોદ જેમને પ્રિય છે તે |
| તટસ્થ | = | તટે રહેલા |
| રસપૂર્વક | = | રસ જેમાં પૂર્વ હોય તેમ |
| પક્ષપાત | = | પક્ષમાં પાત – પડવું તે |
| સ્મરણયાત્રા | = | સ્મરણની યાત્રા |

આ પ્રમાણે આ બધા સમાસોના અર્થ સમજ્યા પછી જે શબ્દોના એ સમાસ બનેલા છે તે શબ્દો વચ્ચે શો સંબન્ધ છે તેનો વિચાર કરો. એ સંબન્ધ વિશે વિચાર કરતાં સમાસમાં જે જુદા જુદા પ્રકારો છે તે તરત તમારા ધ્યાનમાં આવશે.

મોજશોખઃ—આ સમાસમાં અને થી જોડવા જોઇએ તેવા બે શબ્દો છે.

**ગૃહરચના**:—આ સમાસમાં બંને શબ્દો વચ્ચે છઠ્ઠી વિભક્તિનો સંબન્ધ છે.

**સદાચાર**:—આ સમાસમાં વિશેષણ અને વિશેષ્ય જોડાયેલાં છે.

આ પ્રમાણે સમાસના શબ્દો વચ્ચે જે જાતનો સંબન્ધ હોય તે ઉપરથી સમાસની જાતો—સમાસના પ્રકારો પાડવામાં આવેલા છે.

**મોજશોખ દ્વન્દ્વ** સમાસ છે. જે સમાસમાં વપરાયેલા શબ્દોને આપણે છૂટા પાડી વાપરીએ તો **અને** થી જોડવા પડે તે સમાસ દ્વન્દ્વ કહેવાય છે. તે **મોજશોખમાં** પડ્યો=તે **મોજ અને શોખમાં** પડયો.

નીચે આપેલાં વાકયોમાં દ્વન્દ્વ સમાસ વાપરેલા છે. તે બધા નીચે લાલ લીટી દોરો અને એ બધા છૂટા પાડીને સમજાવો. સમાસના શબ્દો છૂટા પાડી સમજાવવાની ક્રિયાને **વિગ્રહ કરવો** કહેવામાં આવે છે.

( ૧ ) આપણે માબાપને માન આપવું જોઇએ.
( ૨ ) અમારો પોપટ સીતારામ બોલે છે.
( ૩ ) માંદગીને લીધે તેના હાથપગ ચાલતા નથી.
( ૪ ) તેલમરચું ખાવાથી ગળું બગડે છે.
( ૫ ) ખાવાપીવામાં હમેશાં સંભાળ રાખજો.

આ તો આપણે સમાસનો એક પ્રકાર જોયો. બીજો એક એવો પ્રકાર છે કે જેમાં સમાસના શબ્દો વચ્ચે તમે જે સાત વિભક્તિઓ શીખ્યા છો તે સાતમાંથી ગમે તે એક વિભક્તિનો સંબન્ધ હોય છે. નીચે આપેલા સમાસ જોઇ જાઓ.

**મહાપુરુષ**—પહેલી વિભક્તિનો સંબન્ધ.

**સદાચાર**—પહેલી વિભક્તિનો સંબન્ધ.

**પ્રેમાનંદરચિત**—ત્રીજી વિભક્તિનો સંબન્ધ.

ગણુપતિ—છઠ્ઠી વિભક્તિનો સંબન્ધ.
**વનવાસ**—સાતમી વિભક્તિનો સંબન્ધ.

આવી જાતના, જે શબ્દોની વચ્ચે કોઇ એક વિભક્તિનો સંબન્ધ હોય તેવા શબ્દોના બનેલા સમાસને તત્પુરુષ કહેવામાં આવે છે. વિગ્રહ કરતી વખતે આપણે જે વિભક્તિનો સંબન્ધ હોય તે બતાવવો પડે છે.

મહાપુરુષ = મહા પુરુષ.
ગણુપતિ = ગણોના પતિ.
વનવાસ = વનમાં વાસ.

આવા બધા તત્પુરુષ સમાસોમાં પહેલી વિભક્તિના સંબન્ધ વાળા સમાસો ઉપર ખાસ ધ્યાન આપવાનું છે. કારણુ કે એવા બધા સમાસને ખાસ નામ–કર્મધારયથી ઓળખવામાં આવે છે. આ પ્રમાણે પહેલી વિભક્તિના સંબન્ધવાળા તત્પુરુષ સમાસનો વર્ગ જુદો પાડી, એ વર્ગ માટે કર્મધારય નામ રાખવામાં આવ્યું છે. કોઈ પણુ આખો સમાસ પોતે ગમે તે વિભક્તિમાં વપરાયો હોય પણુ એનો વિગ્રહ કરતાં એ સમાસને પહેલી વિભક્તિનો ગણુવો એવો સામાન્ય નિયમ છે. આ પ્રમાણે વિગ્રહ કરતાં જે શબ્દોનો સમાસ બનેલો હોય તે શબ્દો વચ્ચે કઇ વિભક્તિનો સંબન્ધ છે તે આપણુને તરત ખબર પડે છે. હવે પહેલી વિભક્તિનો સંબન્ધ ક્યારે હોય છે તે જોઈએ.

**મહાપુરુષ સદાચાર પરમેશ્વર**

આ ત્રણુ સમાસ વિશેષણુ અને વિશેષ્ય જોડવાથી બનેલા છે અને આ પ્રમાણે જ્યાં જ્યાં વિશેષણુ સાથે વિશેષ્યને જોડીને સમાસ બનાવવામાં આવ્યો હોય ત્યાં બંનેની એક જ વિભક્તિ હોવાની એ સમજાય એવું છે. અને આપણે સમાસનો વિગ્રહ તો પહેલી

વિભક્તિમાં જ કરવાના, એટલે બંને શબ્દો વચ્ચે સંબન્ધ પણ પહેલી વિભક્તિનો હોવાનો. એટલે આવા બધા સમાસ કર્મધારય જ હશે. પરંતુ વિશેષ્ય સાથે જો સંખ્યાવાચક વિશેષણ જોડાયેલું હોય તો તેવા સમાસનું ખાસ નામ દ્વિગુ રાખવામાં આવ્યું છે. ત્રિલોક, પંચવટી, સપ્તર્ષિઓ, ષડ્ગુણ, વગેરે દ્વિગુ સમાસ છે.

બે શબ્દો એવી રીતે જોડાયેલા હોય કે તેમાંથી સરખામણીનો અર્થ નીકળે તો પણ એ શબ્દો એક જ વિભક્તિમાં હોવાના અને એવા શબ્દોના બનેલા સમાસ પણ કર્મધારય હોવાના. થોડાંક ઉદાહરણ જોઇએ.

( ૧ ) ચન્દ્રગૌર = ચન્દ્ર જેવું ગૌર ( ધોળું )
( ૨ ) મુખારવિન્દ = મોઢું – અરવિન્દ ( કમળ ) જેવું —
= મોઢા રૂપી અરવિન્દ ( કમળ )

નીચે કેટલાક સમાસો આપેલા છે તેમાંથી તત્પુરુષ, દ્વિગુ, અને કર્મધારય કયા છે તે શોધી કાઢો અને બાજુના કૌંસમાં લખો.

| | | | |
|---|---|---|---|
| રાજ્યનીતિ | ( ) | નવરાત્ર | ( ) |
| કપૂત | ( ) | સેવાધર્મ | ( ) |
| શ્રમખિન્ન | ( ) | ચરણકમળ | ( ) |
| ધનમદ | ( ) | ત્રિભુવન | ( ) |

તત્પુરુષ સમાસમાં એક બીજો વર્ગ પણ છે, જેને નકાર-વાચક તત્પુરુષ અથવા નગ્ તત્પુરુષ કહેવામાં આવે છે. નીચે આપેલાં ઉદાહરણો જુઓ.

અધર્મ = ધર્મ નહિ તે. અનીતિ = નીતિ નહિ તે. અચલ = ચલ નહિ તે. અશિષ્ટ = શિષ્ટ નહિ તે. આ ઉપરાંત દ્વિગુ સમાસના અર્થમાં કેટલીકવાર સમૂહનો અર્થ હોય છે એ પણ લક્ષમાં રાખવું. પંચવટી = પાંચ વડનો સમૂહ.

હવે નીચે કેટલાક સમાસ વિગ્રહ કરીને આપેલા છે. તે બધા જોઈ જાઓ અને ઉપર આવેલા સમાસો કરતાં એ કેવી રીતે જુદા પ્રકારના લાગે છે તેનો વિચાર કરો.

દ્વિરેફ = બે છે રેફ જેને તે.

વિનોદપ્રિય = વિનોદ છે પ્રિય જેને તે.

અપાર = નથી પાર જેનો તે.

ત્રિનેત્ર = ત્રણ છે નેત્ર જેને તે.

શશિવદન = શશી જેવું વદન છે જેનું તે.

આ અને આવા બધા સમાસોમાં બે શબ્દો ભેગા મળીને કોઈ ત્રીજા નામને લાગુ પડે એવો અર્થ ઉપજાવે છે. તેથી આ બધા સમાસો હમેશાં વિશેષણો જ હોય છે. આ પ્રકારના સમાસોને **બહુવ્રીહિ સમાસ** કહે છે.

વળી સ અથવા સહ જેનો અર્થ સાથે થાય છે તેની જોડે બીજું નામ જોડીને જે સમાસ બનાવવામાં આવે તેને પણ બહુવ્રીહિ ગણવામાં આવે છે.

**સવિનય** = વિનયની સાથે છે તે.

**સહકુટુંબ** = કુટુંબની સાથે છે તે.

**સાન્ત** = અન્ત સાથે છે તે.

નીચે આપેલા બહુવ્રીહિ સમાસોનો વિગ્રહ કરી સમજાવો.

**અકર્મક** =

**ચક્રપાણિ** =

**ચતુષ્કોણ** =

**સાશ્ચર્ય** =

દુર્બુદ્ધિ =

સકર્મક =

સત્યશીલ =

આ પ્રમાણે દ્વન્દ્વ, તત્પુરુષ, (કર્મધારય, દ્વિગુ) અને બહુવ્રીહિ એ ત્રણ પ્રકારના સમાસ તમે જોયા. હવે એક ચોથો પ્રકાર પણ લક્ષમાં રાખવાનો છે તે જોઇએ. આ સમાસ આગળ અવ્યય અને પાછળ નામ એમ બે શબ્દો મળીને બને છે. વળી આખો સમાસ અવ્યય તરીકે વપરાય છે. એટલે આ સમાસને **અવ્યયીભાવ સમાસ** કહે છે.

**યથામતિ** = મતિ અનુસાર, મતિ પ્રમાણે.

**પ્રત્યક્ષ** = અક્ષિ—આંખો સામે.

**પરોક્ષ** = આંખોથી પર—દૂર.

**પ્રતિદિન** = દર દિને—દિવસે દિવસે.

આ પ્રમાણે સમાસના આટલા પ્રકારો નક્કી કર્યા પછી પણ કેટલાક સમાસ આ બધામાંથી એકે પ્રકારમાં આવે નહિ એવા હોય છે.

**આગગાડી** = આગથી **ચાલતી** ગાડી. આવા સમાસનો વિગ્રહ કરતાં આપણે મધ્યમાં—વચ્ચે કાંઈક પદ ઉમેરવું પડે છે ત્યારે અર્થ બરાબર બેસે છે. માટે આવા સમાસને **મધ્યમપદલોપી** સમાસ કહે છે. જેમાં મધ્યમ પદ લોપ પામી ગયું છે, અને વિગ્રહ કરતાં આપણે તે ઉમેરવું પડે છે એવા આ સમાસ ગણાય.

નીચે આપેલાં વાકયોમાં જે સમાસ નીચે લીટી દોરેલી છે એ બધા સમાસનો વિગ્રહ કરીને અર્થ સમજાવો. એ સમાસ કયા પ્રકારના છે તે પણ કહો.

(૧) "કુદરતી રીતે જ માણુસનું જીવન દુઃખપૂર્ણ છે. જન્મજરાવ્યાધિથી માણુસ હેરાન થાય છે. ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ પણ જીવનમાં છે જ. માણુસ જો સંતોષવૃત્તિ કેળવે તો મનુષ્યજાતિનું નેવું ટકા દુઃખ ઓછું થઈ જાય."

(૨) "આ ગુફાઓમાં ઋષિમુનિઓ ધ્યાનાર્થે રહેતા હોવા જોઇએ. અને મધ્યયુગમાં રાજકુલમાંના લોકો અને દેશભકતો પણ આત્મરક્ષણ સારુ અહીં લપાઈ રહેલા હશે."

યાદ રાખો

(૧) દ્વન્દ્વ, તત્પુરુષ, બહુવ્રીહિ અને અવ્યયીભાવ આ ચાર સમાસના મુખ્ય પ્રકારો છે.

(૨) કર્મધારય અને દ્વિગુ એ બે તત્પુરુષના પેટા વિભાગો છે.

(૩) જેમાં વિગ્રહકરતાં વચ્ચે એક પદ લોપ પામેલું દેખાય તે મધ્યમપદલોપી સમાસ કહેવાય છે.

(૪) સમાસ વાપરવાથી આપણે ટૂંકમાં ઘણું કહી શકીએ છીએ.

(૫) **દ્વન્દ્વ** = જોડકું. **તત્પુરુષ** = તે પુરુષ, તેનો પુરુષ. **કર્મધારય** = ક્રિયા સાથે સંબન્ધ રાખનાર. **દ્વિગુ** = બે ગાયો. **બહુવ્રીહિ** = બહુ છે વ્રીહિ (ડાંગર – ધાન્ય) જેની પાસે તે. **અવ્યયીભાવ** = અવ્યય ન હોય તે શબ્દ અવ્યય બને તે.

# પાઠ ચૌદમો

## પૂર્વગ અને ઉપસર્ગ

**પ્રહાર વિહાર સંહાર આહાર**

આ ચાર શબ્દો જોઇ જાઓ. એ ચારેના અર્થમાં શો તફાવત છે તેનો વિચાર કરો. એ તફાવત શાને લીધે પડે છે તેનો પણ વિચાર કરો. એ શબ્દોને છૂટા પાડીએ તો આ તફાવતની આપણને કાંઇક સમજ પડશે. પ્ર, વિ, સં, આ, એ ચાર શબ્દો હાર ની પૂર્વે આવેલા છે. આ અને આવા શબ્દો બીજે ઘણે સ્થળે જોડાયેલા હોય છે. **અનુકરણ, અધિકાર, અભિમાન, પરાજય,** વગેરે શબ્દોમાં પણ **અનુ, અધિ, અભિ,** પરા, આ બધા પૂર્વે આવેલા શબ્દો છે.

તેવી જ રીતે **અસત્ય, કુપુત્ર, સુબુદ્ધિ, નિસ્તેજ,** વગેરેમાં પણ સત્ય, પુત્ર, બુદ્ધિ તેજ,—એ બધાની પૂર્વે જે શબ્દો આવેલા છે તે જુઓ.

વળી ગુજરાતીમાં અનેક શબ્દો ફારસી અને અરબી ભાષામાંથી આવેલા હોય એવા પણ છે. એવા શબ્દોમાં પણ કેટલાકની પૂર્વે એ ભાષાના શબ્દો આવે છે અને શબ્દના અથ ઉપર અસર કરે છે. **બિનહરીફ, બેરહમ, કમજોર, નાલાયક,** વગેરે શબ્દો જુઓ.

આ પ્રમાણે ઉપર જે કેટલાક શબ્દો આપણે જોયા તે બધાના બે ભાગ પડે છે. તેમાં ઘણી વાર પાછળનો ભાગ તો એનો એ હોય, પણ આગળનો ભાગ જુદો જુદો હોય છે. આહાર = **આ** + હાર; પ્રહાર = **પ્ર** + હાર. આવી રીતે આ બધા શબ્દોમાં આગળનો જે ભાગ છે તે પૂર્વગ કહેવાય છે. **પ્ર, પરા, અતિ, અનુ, અધિ, સુ,**

કુ, બિન, કમ, વગેરે પૂર્વગો છે. આ પૂવગો શબ્દના અથ ઉપર કેવી અસર કરે છે તે પણ ઉપર આપેલા શબ્દો જોતાં સમજાય એવું છે.

નીચે આપેલા શબ્દોમાં પૂર્વગો કયા છે તે કહો.

| | |
|---|---|
| અત્યાચાર | અનાચાર |
| પ્રગતિ | સન્માન |
| ઉડ્ડયન | કછોરુ |
| અણુબનાવ | વણમાગ્યું |
| પ્રેક્ષક | અભ્યાસ |

આ બધા પૂર્વગો તો ખરા. પરંતુ એ બધામાંથી એક જુદો વર્ગ કરવામાં આવે છે જેને ઉપસર્ગ કહે છે. જે પૂર્વગો ક્રિયાપદ આગળ અથવા ક્રિયાપદ પરથી થયેલા શબ્દો આગળ આવે તે ઉપસર્ગો કહેવાય.

ત્યારે આપણને કોઇ શબ્દ આપવામાં આવે તો તેમાં જે પર્વગ હોય તે ઉપસર્ગ છે કે નહિ તે કેમ નક્કી કરી શકીએ? ઉદાહરણ તરીકે **પ્રબળ** શબ્દ લો. પહેલાં તો **પ્રબળ** શબ્દના **પ્ર + બળ** એમ બે ભાગ પાડી નાખો. હવે પાછળનો ભાગ કયો છે? **બળ**. બળ શબ્દ ક્રિયાપદ છે? ના. ક્રિયાપદ પરથી બનેલો હોય એવો કોઇ શબ્દ છે? ના. ત્યારે **પ્રબળ** શબ્દમાં **પ્ર** ઉપસગ નથી પણ પૂર્વગ છે.

આ પ્રમાણે વિચાર કરીને નીચે આપેલા શબ્દોમાં પૂર્વગો કયા છે અને ઉપસર્ગો કયા છે તે વિભાગ પાડીને દર્શાવો.

| | |
|---|---|
| નિર્ગુણ = | પ્રસિદ્ધ = |
| સુદર્શન = | અપશબ્દ = |

| | | | |
|---|---|---|---|
| અદૃશ્ય | = | અણુધાર્યું | = |
| વિદેશ | = | પરગામ | = |
| લાચાર | = | બેઅદબી | = |
| અનુમાન | = | અભિષેક | = |
| દુર્લભ | = | અનીતિ | = |

**યાદ રાખો**

( ૧ ) પ્ર, પરા, સુ, અભિ.........વગેરે કોઇ શબ્દના પૂર્વ ભાગમાં હોય ત્યારે પૂર્વંગ કહેવાય છે.

( ૨ ) ક્રિયાપદની પૂર્વે અથવા ક્રિયાપદ પરથી બનાવેલા શબ્દોની પૂર્વે આવેલા પૂર્વંગો ઉપસર્ગ કહેવાય છે.

( ૩ ) ફારસી અને અરબી ભાષાના શબ્દોમાં પણ આવા પૂર્વંગો અને ઉપસર્ગો હોય છે.

# પાઠ પંદરમો

## લુહાર



[ આ ચિત્રમાં લુહારની દુકાન છે. લુહારની દુકાનને કોઢ કહે છે તે તમને ખબર છે? આ ચિત્રમાં જુદા જુદા માણુસો શું કામ કરે છે તે જુઓ. લુહાર પોતાના ધંધામાં કયાં કયાં સાધનો વાપરે છે તે પણુ આ ચિત્રમાં તમને દેખાશે. તમારા પોતાના ઘરમાં લુહારની બનાવેલી કાંઇ ચીજો વપરાય છે કે નહિ તેનો વિચાર કરો. હવે લુહાર વિશે થોડુંક લખો. તમે લુહાર વિશે જે કાંઇ જોયું હોય કે સાંભળ્યું હોય તેનો પણ લખવામાં ઉપયોગ કરજો. ]

# પાઠ સોળમો

## વાક્યરચના

વાકય પદોનું બને છે અને વાકયમાંથી પૂરો અર્થ નીકળે છે એ તો તમે શીખી ગયા છો. હું રોજ કસરત કરું છું.—આ વાકય છે. એમાં ચાર પદો છે. એ ચાર પદો વચ્ચે એવો સંબન્ધ છે કે વાકયમાંથી એક સંપૂર્ણ અર્થ નીકળે છે.

હવે આ જ વાકયમાં પદો જે રીતે આવેલાં છે તે ધ્યાનમાં રાખો. એનું એ વાકય આપણે નીચે પ્રમાણે બોલી શકીએ કે નહિ તેનો વિચાર કરો.

**કસરત કરું છું રોજ હું.**
**કરું છું હું કસરત રોજ.**

સાધારણ રીતે આપણે બોલતાં અને લખતાં શબ્દોનો અમુક ક્રમ જાણવીએ છીએ. એટલે ઉપર જે બે ઉદાહરણ આપેલાં છે તે પ્રમાણે આપણે સાધારણ રીતે બોલતા અથવા લખતા નથી. ત્યારે સાધારણ રીતે વાકયમાં પદોનો ક્રમ કેવી રીતનો હોય છે?

(૧) **હું નદીએ જાઉં છું.**
(૨) **અમે જલદી આવ્યા છીએ.**
(૩) **તે ફળ ખાય છે.**

આ ત્રણ વાકયોમાં કર્તા કયાં આવેલો છે અને ક્રિયાપદ કયાં આવેલું છે તે કહો. ત્રણે વાકયોમાં કર્તા પહેલો છે અને ક્રિયાપદ છેલ્લું છે. એ સિવાયના કર્મ અને બીજી બધી વિભક્તિમાં વપરાયેલા શબ્દો, ક્રિયાવિશેષણ, અવ્યય વગેરે કર્તા અને ક્રિયાપદની વચ્ચે મૂકેલા છે. સાધારણ રીતે આપણે વ્યવહારમાં આ પ્રમાણે

બોલીએ છીએ, અને લખીએ છીએ. આપણે બધા ઘણું ખરું એક જ રીતે બોલીએ છીએ અને લખીએ છીએ એટલે આપણે જે કહેવું હોય તે સાંભળનાર અથવા વાંચનાર તરત સમજી શકે છે.

આ પ્રમાણે આપણો ઉદ્દેશ તો સામા માણસને કાંઈક કહેવાનો હોય છે. એટલે એ ઉદ્દેશ પ્રમાણે આપણે ઘણી વખત ઉપર દર્શાવેલા સાધારણ ક્રમમાં ફેરફાર પણ કરીએ છીએ. નીચે આપેલાં વાકયોમાં સાધારણ ક્રમનો એવો ફેરફાર તમને દેખાશે. શા ઉદ્દેશથી એ ફેરફાર કરવામાં આવ્યો છે તેનો વિચાર કરો.

(૧) આવ્યા મળવા ને બેસાડયા દળવા.

(૨) આચાર તો પાળે તેનો છે.

(૩) ઊંઘ આવી ન આવી, ત્યાં તો પડી સ્હવાર ને ઊગ્યો સૂરજ.

(૪) કસરત તો હું રોજ કરું છું.

આ પ્રમાણે આપણે જે વાત કહેવાની હોય અને તે જે રીતે કહેવાની હોય તેના ઉપર પદોનો ક્રમ આધાર રાખે છે. અને આવી જાતનો ક્રમ વ્યવહારમાં હોય એટલે બધા જ સમજી શકે છે.

તમે આજ સુધીમાં કેટલાંક કાવ્યો પણ વાંચ્યાં હશે. એમાંથી થોડીક લીટીઓ યાદ કરો. કવિ તો પોતાના શબ્દોને ઘણીવાર અમુક રીતે ગોઠવે છે. એટલે વ્યવહારમાં જે ક્રમ ચાલુ હોય તે ક્રમને વળગી રહેવાને બદલે કવિ તો જુદી જ રીતે શબ્દો ગોઠવે છે. કાવ્યનો અર્થ બેસાડતા પહેલાં ઘણીવાર આપણે કાવ્યના શબ્દોને સાધારણ ક્રમમાં ગોઠવીએ છીએ. આવી જાતની ગોઠવણને **અન્વય** કહેવામાં આવે છે. જો કે અન્વય કર્યા વગર પણ આપણને અર્થ સમજાય એવું ઘણીવાર બને છે. છતાં કેટલીક વાર અન્વય કર્યાથી અર્થ તરત સમજાઇ જાય છે અને કર્તા, કર્મ વગેરે આપણાથી તરત ઓળખાય છે.

ગઈ ઋતુ વસન્ત, પ્રાવૃષ જશે વળી પરવરી;
કિશોર વય ગઈ વહી, ભર જુવાની ચાલી પળી.

આ બે એક કાવ્યની લીટીઓ છે. પ્રાવૃષનો અર્થ તમને ખબર છે? પ્રાવૃષ = ચોમાસું. એ લીટીઓને સાધારણ ક્રમમાં લખીએ.

વસન્ત ઋતુ ગઈ, વળી પ્રાવૃષ પરવરી જશે; કિશોર વય વહી ગઈ, ભર જુવાની પળી ચાલી.

આ પ્રમાણે લખવાથી કવિને શું કહેવાનું છે તે આપણે તરત સમજી જઇએ છીએ, અને કયા ક્રિયાપદનો કયો કર્તા છે તે પણ સહેલાઇથી સમજી શકીએ છીએ. કાગળ પર લખવાને બદલે આપણે મનમાં જ આવો અન્વય બેસાડીને કાવ્યની લીટીઓનો અર્થ સમજીએ એમ પણ બને છે.

નીચે આપેલી કાવ્યોની લીટીઓનો અન્વય લખો.

(૧) ધન ને ધાન્ય તણા ઢગલાથી જે ભૂમિ રહી છે શોભી
પુષ્પપત્રથી લચી રહેલી, જોતાં રહે મનડું લોભી,
જેની સ્મૃતિ છે પુનિત પાવની, સુખસંપત જ્યા દીસે ઘણી,
મહીમંડલની મહારાણીસમ જય જય મારી જન્મભૂમિ.

........................................................................................................................

........................................................................................................................

........................................................................................................................

........................................................................................................................

(૨) અકીર્તિ તારી સૌ ગાશે જનમંડળ વિશ્વમાં;
આતથી એહ બૂરી છે અકીર્તિ શૂરવીરને.

.................................................................................................................

.................................................................................................................

તમારી જાતે પાંચ વાકયો બનાવો અને એ વાકયોમાં શબ્દોનો ક્રમ કેવો છે તે સમજાવો.

(૧) .................................................................................................

(૨) .................................................................................................

(૩) .................................................................................................

(૪) .................................................................................................

(૫) .................................................................................................

<u>યાદ રાખો</u>

(૧) વાક્યરચનાના સાધારણ ક્રમમાં કર્તા પહેલો અને ક્રિયાપદ છેલ્લું હોય છે.

(૨) બીજાં બધાં પદો કર્તા અને ક્રિયાપદની વચ્ચે આવે છે.

(૩) કવિતાની લીટીઓની સાધારણ ક્રમમાં જે ગોઠવણી કરીએ તેને અન્વય કહેવામાં આવે છે.

(૪) ઉદ્દેશ્યના વિભાગમાં જે વિશેષણ હોય તે વિશેષ્યની આગળ આવે છે, વિધેય વિભાગમાં જે વિશેષણ હોય તે પાછળ આવે છે.

# પાઠ સત્તરમો

## વિરામચિન્હો

વાકયરચના આપણે અર્થ સમજાવવા માટે કરીએ છીએ એ તો તમે જાણો છો. અને તેટલા ખાતર પદોનો અમુક ક્રમ પણ સાધારણ રીતે આપણે રાખીએ છીએ એ તમે જોયું. હવે અથ સમજવામાં બીજી એક ઉપયોગી બાબત છે તેનો વિચાર કરીએ.

(૧) પગમાં જોડા, માથે પાઘડી, અને હાથમાં લાકડી સાથે તે આવ્યો.

(૨) પગમાં, જોડા માથે, પાઘડી અને હાથમાં, લાકડી લઇને તે આવ્યો.

ઉપર એકનું એક વાકય બે રીતે લખેલું છે તે જુઓ. બંનેમાં તમને કાંઇ ફેર લાગે છે? એ ફેર શાને લીધે પડયો છે? વચ્ચે વચ્ચે જે ચિન્હો મૂકેલાં છે તે શા માટે મૂકેલાં છે? આવાં ચિન્હો વાપરવામાં પણ આપણો ઉદ્દેશ તો આપણે જે કહેવાનું હોય તે સમજાવવાનો જ હોય છે. વળી આપણે એક આખું વાકય બોલીએ ત્યારે અન્તે અટકીએ છીએ. લાંબું વાકય હોય તો આપણે વચમાં પણ જરૂર પ્રમાણે અટકીએ છીએ. આમ આપણે અટકીએ તેને વિરામ કહેવામાં આવે છે. અને આપણે કેટલો વખત અટકીએ છીએ, કેવી રીતે અટકીએ છીએ તે બધું બતાવવા જે ચિન્હો ભાષામાં વપરાય છે તેને વિરામચિન્હો કહેવામાં આવે છે.

આપણી ભાષામાં એકંદરે કેટલાં વિરામચિન્હો વપરાય છે તે જોઇએ.

(૧) અંજની સૂઈ ગઇ.

(આ વાકયને અન્તે પૂર્ણ વિરામ છે.)

(૨) હું કરીશ તે હું ભોગવીશ, પણ માગું છું તો કાયદો જ.
(આ વાકયમાં ભોગવીશ શબ્દ પછી અલ્પ વિરામ છે, અને વાકયને અન્તે પૂર્ણ વિરામ છે.)

(૩) મોટા જ્ઞાની, પંડિત, અને કવિ, બહુ ગરીબીમાં જ રહેલા છે; તેમણે પોતપોતાના જ્ઞાનના આનન્દથી ગરીબીમાં રહેવું સુખકારક માન્યું છે.

(આ વાકયમાં જ્ઞાની, પંડીત, કવિ, એ ત્રણ શબ્દો પછી અલ્પ વિરામ છે. રહેલા છે–પછી જે ચિન્હ છે તેને અર્ધ વિરામ કહેવામાં આવે છે. આખા વાકયને અન્તે તો પૂર્ણ વિરામ જ છે.).

(૪) દયા કેરો ગુણ કાંઈ પરાણે અણાય નહિ: એ તો સ્વર્ગ-માંથી આવતા વરસાદ પેઠે એની મેળે વરસે છે.

(આ વાકયમાં નહિ–પછી જે ચિન્હ છે તેને વિરામ અથવા ગુરુ વિરામ કહે છે.

(૫) જૂઠા સોગંદના પાપનું હું ભાતું શાને બાંધું?

(૬) ધીરા! યાહુદીને માત્ર ન્યાય મળવાનો.

(પાંચમાં વાકયને અન્તે જે ચિન્હ છે તે પ્રશ્નચિન્હ અથવા પ્રશ્નાર્થ ચિન્હ કહેવાય છે. છઠ્ઠા વાકયમાં ધીરા શબ્દ પછી જે ચિન્હ છે તે આશ્ચર્ય ચિન્હ અથવા ઉદ્ગાર ચિન્હ કહેવાય છે.

આ બધાં ચિન્હો કેવાં છે અને તેમનાં નામ શાં છે તે ફરીને જોઈ જઈએ.

. પૂર્ણ વિરામ.
, અલ્પ વિરામ.
; અર્ધ વિરામ.
: વિરામ અથવા ગુરુ વિરામ.
? પ્રશ્ન ચિન્હ અથવા પ્રશ્નાર્થ ચિન્હ.
! આશ્ચર્ય ચિન્હ અથવા ઉદ્ગાર ચિન્હ.

આ બધાં આપણે છાપેલાં પુસ્તકોમાં વપરાયેલાં જોઈએ છીએ. પણ એ બધાં ચિન્હો વાપરવા માટે કાંઈ નિયમ ખરો કે નહિ તેનો વિચાર કરીએ.

( ૧ ) જ્યાં થોડુંક જ અટકવાનું હોય ત્યાં અલ્પ વિરામ આવે.

રામ, લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્ન દશરથ રાજાના પુત્રો હતા.

હું ઘેર ગયો, અને વાંચવા બેઠો.

( ૨ ) જ્યાં અલ્પ વિરામ કરતાં સહેજ વધારે અટકવાની જરૂર હોય, ત્યાં અર્ધ વિરામ આવે.

અમે પહાડ ઉપર ચડયા; બધું જોયું; પાછા આવીને સૂઈ ગયા.

( ૩ ) જ્યાં અર્ધ વિરામ કરતાં પણ સહેજ વધારે અટકવાની જરૂર હોય, ત્યાં વિરામ અથવા ગુરુ વિરામ આવે.

તેણે કહ્યું: રાતના ન બને તો સ્હવારે આવજો.

( ૪ ) વાકયનો અન્ત આવે ત્યાં હમેશાં પૂર્ણ વિરામ આવે છે.

તમારે બેસવું હોય તો બેસો; અમે તો જઇએ છીએ.

( ૫ ) પ્રશ્નચિન્હ હમેશાં વાકયને અન્તે જ આવે છે, કારણ કે તેની સાથે પણ પૂર્ણ વિરામ છે જ. જે વાકયમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો હોય તેને અન્તે એ ચિન્હ આવે છે.

તમે અમારી સાથે આવશો ખરા?

( ૬ ) આશ્ચર્ય ચિન્હ પણ વાકયને અન્તે આવે છે. તેની સાથે પણ પૂર્ણ વિરામ જોડાયેલું છે. છતાં ઘણી વાર સંબોધનના શબ્દો, કેવળપ્રયોગી અવ્યયો વગેરે પછી એ ચિન્હ મૂકવામાં આવે છે. શોક, આનંદ, બીક વગેરે લાગણી આ ચિન્હ બતાવે છે.

શો તમારો લોભ!

**અરે! આ તમે શું કર્યું ?**
**દેવ! અમારા દોષની ક્ષમા કરજો.**

આ પ્રમાણે આ વિરામચિન્હો વપરાય છે. તેમાં પૂર્ણ વિરામ અને અલ્પ વિરામ તેમજ પ્રશ્નચિન્હ અને આશ્ચર્યચિન્હ છાપેલાં પુસ્તકોમાં આપણી નજરે વધારે પડે છે. કારણ કે એ ચાર ચિન્હો આપણે બહુ સ્પષ્ટતાથી વાપરી શકીએ છીએ. પૂર્ણ વિરામનો પ્રયોગ વાકયને અન્તે થાય છે એ તો તમે જાણ્યું. એ ઉપરાંત બીજો એક પ્રયોગ એનો ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. કોઈ નામ આપણે ટૂંકાણમાં લખવું હોય તો તેનો પહેલો અક્ષર મૂકીને પૂર્ણ વિરામ મૂકવામાં આવે છે. ન. ભો. દી. = નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા. બ. ક. ઠા. = બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. અંગ્રેજીમાં તો બીજા કેટલાક શબ્દો પણ આમ ટુંકાવીને લખાય છે. **બી. એ., એમ. એ., જી. સી. એસ. આઈ.,** વગેરે ગુજરાતીમાં લખીએ ત્યારે પૂર્ણ વિરામની મદદથી અંગ્રેજીની પેઠે લખાય છે.

આ વિરામચિન્હો ઉપરાંત બીજાં પણ કેટલાંક ચિન્હો ભાષામાં વપરાય છે તે ધ્યાનમાં રાખવાની જરૂર છે.

કોઈ માણસના કે પુસ્તકના શબ્દોનો આપણે અક્ષરે અક્ષર ઉતારો કરીએ ત્યારે એ શબ્દો આમ "    " બે કે એક '    ' ચિન્હો વચ્ચે મૂકવામાં આવે છે. ઉતારો એટલે **અવતરણ**. માટે આ ચિન્હોને **અવતરણચિન્હો** કહેવામાં આવે છે.

૧ શિક્ષકે કહ્યું : " 'સંપ ત્યાં જંપ' એ કહેવત ભૂલશો નહિ. "
૨ " પૈસા છે ? " અને " ઉપકાર " એ વાર્તાઓનાં મુખ્ય પાત્રોનું માનસ વિલક્ષણ ગણાય.
૩ લેખક પ્રસ્તાવનામાં 'આ પોણાચારસો પાનાની વાર્તા વાંચવાની ઘણા માણસો ધીરજ રાખશે કે કેમ' એવી શંકા કરે છે.

ઘણી વાર આપણે શબ્દના અથવા વાકયના એક ભાગને બીજાથી દૂર રાખવા પ્રયત્ન કરીએ છીએ.

(૧) આહાર, નિદ્રા, ભય,—બધા પર આપણે કાબુ રાખવો જોઇએ.

(૨) તેણે જે ઉત્સાહથી કામ શરૂ કર્યું હતું તે જોતાં—પણ તેનું મરણ થવાથી બધું પડી ભાંગ્યું.

— આ ચિન્હ, આવી લીટીને **અપસારણચિન્હ** કહેવામાં આવે છે. કારણ એક વિભાગને બીજા વિભાગથી તે અપસારણ કરાવે છે. — દૂર પાડે છે. લખતાં કે છાપતાં લીટીને છેડે કોઈ શબ્દ આવે અને તે આખો ત્યાં ન માઈ શકે ત્યારે અપસારણ ચિન્હ વડે આપણે તેના વિભાગ કરીએ છીએ. પણ એવા વિભાગ અર્થ બેસે તે પ્રમાણે કરવા. ભૂગોળ = ભૂ – ગોળ, સ્વરાજ્ય = સ્વ – રાજ્ય, અશક્તિમાન = અ – શક્તિ – માન, આ પ્રમાણે વિભાગો કરવા.

દૂતઃ—મહારાજ ! એક બાળકે ઘોડાને પકડી **લીધો'તો**.

વાલ્મીકિઃ—( દૂતને ) એ બાળકનું નામ શું ?

અહીં પહેલા વાકયમાં **લીધો'તો** શબ્દમાં જે ચિન્હ છે તે શાને માટે છે તેનો વિચાર કરો. **લીધો હતો** એમ લખવાને બદલે **લીધો'તો** એમ લખેલું છે. એટલે **હ** ને બદલે ' આવું ચિન્હ મૂકવામાં આવેલું છે. એ ચિન્હ **હ** નો લોપ થયો છે એમ દર્શાવે છે માટે તેને **લોપચિન્હ** કહેવામાં આવે છે.

પછી બીજા વાકયમાં **દૂતને** એ શબ્દ (        ) આવાં ચિન્હ વચ્ચે મૂકેલો છે. આ ચિન્હોને **કૌંસ** કહેવામાં આવે છે. ઘણી વાર કેટલીક બાબતો કૌંસમાં મૂકવામાં આવે છે એ તમે તમારાં પુસ્તકોમાં જોયું હશે જ.

તમે આ બધાં ચિન્હો શા ઉપયોગમાં આવે છે તે શીખી

ગયા. હવે નીચે થોડુંક લખાણ બધાં ચિન્હો કાઢી નાખીને છાપેલું છે. એ બધું લખાણ યોગ્ય લાગે તે ચિન્હો વાપરીને તમે ફરીથી લખી જાઓ.

માધુ જગુભાઈ હવે હું કોઈ દહાડો પેલા છોટાને ઘરમાં પેસવા દઈશ નહિ જાણ્યા એ ભાઇબંધ આજે અમારા વર્ગની પરીક્ષા લેવા ડીપોટી સાહેબ આવ્યાતા તેમણે અમને હિસાબ લખાવ્યા તેમાંનો એક હિસાબ મને આવડયો નહિ ત્યારે છોટો મારી જોડા જોડ બેઠોતો તેને મેં છાનામાના કહ્યું મને તારી સ્લેટમાં જોવા દે તેણે મને કહ્યું નહિ જોવા દઉ ને ઉલટો સ્લેટ વાંકી રાખીને બેઠો હવે આજથી આપણે એની કટ્ટી કરીને ભાઇબંધી છોડી આવા ભાઇબંધ શા કામના

---

---

---

---

---

---

**યાદ રાખો.**

( ૧ ) વિરામ માટે એટલે અટકવા માટે વપરાતાં ચિન્હોને વિરામ-ચિન્હો કહેવામાં આવે છે.

( ૨ ) એ ઉપરાંત અવતરણ, લોપ, અપસારણ, વગેરે માટે પણ ચિન્હો વપરાય છે.

( ૩ ) આ બધાં ચિન્હો અર્થ સ્પષ્ટ કરવામાં મદદ કરે છે.

# પાઠ અઢારમો

## ધોબી



[ બરાબર નિરીક્ષણ કરીને આ ચિત્ર જોઈ જાઓ. તમે પોતે ધોબીનાં ધોયેલાં કપડાં પહેરો છો કે ઘેર ધોયેલાં? ધોબી કેટલા કલાક કામ કરતો હશે, કેટલાં કપડાં ધોતો હશે, કેટલું કમાતો હશે, ક્યાં ક્યાં સાધનો ઉપયોગમાં લેતો હશે તેનો તમે કદી વિચાર કર્યો છે? સાધારણ રીતે શહેરમાં જ ધોબીઓ હોય છે, ગામડામાં હોતા નથી; તેનું કારણ શું? ચિત્રમાં તમે એક ગધેડું પણ જુઓ છો. તે ધોબીને શા કામમાં આવે છે? ધોબીના કૂતરા વિશે તમે કાંઈ કહેવત સાંભળી છે? આ બધી બાબતો મનમાં રાખીને, તે વિશે વિચાર કરીને, ધોબીના જીવન વિશે એક નાનું સરખું લખાણ તૈયાર કરો. ]

# પાઠ ઓગણીસમો

## વાકયપૃથક્કરણ

(૧) હું નિશાળેથી ઘેર આવ્યો.

(૨) માણુસ ધારે છે કંઈ ને ઈશ્વર કરે છે કંઈ.

આ બે વાકયો તમે શીખી ગયા છો. પૃથક્કરણ કરતી વખતે આપણે એ વાકયોને કેવાં કહીએ એ પણ તમે જાણો છો. પહેલું સાદું વાક્ય છે. બીજું સંયુક્ત વાકય છે.

**જે માણુસ ગાડીમાંથી ઊતર્યો તેને હું ઓળખું છું.**

આ વાકય બરાબર વાંચી જાઓ. એમાં કેટલાં ક્રિયાપદો છે? બે. એટલે આ એક મોટું વાકય બે વાકયોનું બનેલું છે. સંયુક્ત વાકય પણ બે કે બેથી વધારે વાકયોનું બને છે એ તમે જાણો છો. આ સંયુક્ત વાકય છે? ના. કારણ કે સંયુક્ત વાકયમાં જેટલાં સાદાં વાકયો હોય તે બધાં સ્વતંત્ર હોય છે. આ વાકયમાં જે બે વાકયો છે તે જુદાં પાડો.

(૧) જે માણુસ ગાડીમાંથી ઊતર્યો. (૨) તેને હું ઓળખું છું. આખા વાકયમાં મુખ્ય કહેવાનું શું છે? "તેને હું ઓળખું છું." કોને? "જે માણુસ ગાડીમાંથી ઊતર્યો—તેને." આ પ્રમાણે તેને હું ઓળખું છું—એ મુખ્ય અથવા પ્રધાન વાકય છે. જે માણુસ ગાડીમાંથી ઊતર્યો—એ વાકય તો મુખ્ય વાકયના તેને શબ્દ સાથે સંકળાયેલું છે, એટલે સ્વતંત્ર નથી. આવી રીતે મુખ્ય વાકય સાથે અર્થમાં સંકળાયેલું હોય અને સ્વતંત્ર અર્થ ન બતાવી શકે એવું વાકય ગૌણ વાકય અથવા પેટા વાકય કહેવાય છે. ત્યારે આ બે સાદાં વાકયો જોડાયેલાં છે પણ એવી રીતે કે એક વાકય મુખ્ય છે

અને બીજું પેટા વાકય છે. આ પ્રમાણે જે મોટા વાકયમાં એકાદ મુખ્ય વાકય હોય અને બીજાં ગમે તેટલાં પેટા વાકય હોય તે મિશ્ર વાકય કહેવાય છે. મિશ્ર વાકયમાં પણ સાદાં વાકયો છૂટાં પાડયાં પછી પૃથક્કરણ તો તમે શીખી ગયા છો તે પ્રમાણે જ થાય છે એ લક્ષમાં રાખવું. નીચે આપેલાં વાકયોમાં પ્રધાન વાકય કયું છે અને ગૌણ વાકય કયું છે તે દર્શાવો.

(૧) જ્યારે સૂર્ય ઊગે છે ત્યારે કમળ ખીલે છે.

(૨) જયાં સંપ હોય છે ત્યાં સંપત્તિ હોય છે.

(૩) તેણે કહ્યું : “ હું તમારી સાથે આવીશ. ”

(૪) સત્યનો સદા જય થાય છે, એ કહેવત મને બહુ ગમે છે.

(૫) જે ગાડીમાં હું ગયો તે મોડી પહોંચી.

(૬) આપણે જેમ બોલીએ તેમ નાનાં બાળકો બોલે છે.

(૭) તમે આવશો નહિ તો આ કામ પડ્યું રહેશે.

આ બધાં વાકયો જોતાં તમને જણાશે કે ગૌણ વાકય કેવો કેવો સંબન્ધ પ્રધાન વાકય જોડે રાખે છે. પહેલા, બીજા, છઠ્ઠા, અને સાતમા વાકયમાં ગૌણ વાકય ક્રિયાવિશેષણનું કાય કરે છે. કમળ ખીલે છે. કયારે ? જ્યારે સૂર્ય ઊગે છે ત્યારે. આ પ્રમાણે આખું વાકય ઊગવાની ક્રિયાનો સમય બતાવે છે. આ પ્રમાણે બીજાં વાકયોનો પણ વિચાર કરી જુઓ.

ત્રીજા અને ચોથા વાકયમાં ગૌણ વાકય નામનું કાર્ય કરે છે. પાંચમા વાકયમાં ગૌણ વાકય વિશેષણનું કાર્ય કરે છે. આ ઉપરથી ગૌણવાકયોમાં નામવાકય, વિશેષણવાકય, અને ક્રિયાવિશેષણ-વાકય એવા ત્રણ પ્રકાર પડે છે. નામની પેઠે કોઇ વિભક્તિમાં વપરાયેલું વાકય તે નામવાકય. વિશેષણની પેઠે ગુણ બતાવવારું

વાક્ય તે વિશેષણવાક્ય. ક્રિયાનો ગુણ બતાવવાનું કાર્ય કરે તે ક્રિયાવિશેષણવાક્ય.

નીચે કેટલાંક વાક્યોનું પૃથક્કરણ આપેલું છે તે જુઓ.

(૧) ભીમસેન પાસે જો હું માગું દાતણ પાણી,
    બડબડતો જાએ રીસાઈ, લાવે વૃક્ષ મોટું તાણી.

(૨) નળ પૂછે છે કે તમે કોણ છો ને દૂત તરીકે મારે શું કામ કરવાનું છે.

(૩) આપણી સ્ત્રીઓની ચાલમાં જે લાલિત્ય છે તે આપણા પાણી ભરવાના રિવાજને લીધે આવેલું છે.

(૪) મને સંગીતનો અભ્યાસ નથી પણ સંગીત સાંભળવાનો અભ્યાસ થોડોક છે.

તમારા પાઠ્ય પુસ્તકમાંથી બીજાં કેટલાંક વાક્યો લઈને તે બધાંનું પૃથક્કરણ કરો.

| નંબર | વાક્ય | પ્રકાર | સંયોજક શબ્દ | ઉદ્દેશ્ય | | વિધેય | | | વિધેયવર્ધક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ઉદ્દેશ્ય વર્ધક | એકલું ઉદ્દેશ્ય | ક્રિયાપદ | કર્મ | ક્રિયાપૂરક | |
| ૧ | ભીમસેન..................................તાણી. | મિશ્ર | | | | | | | |
| | ક ભીમસેન..................................પાણી. | ક્રિયાવિશેષણવાક્ય | | | હું | માગું | દાતણ પાણી | | જો ભીમસેન પાસે |
| સંયુક્ત | ખ બડબડતો જાએ રીસાઈ. | પ્રધાન વાક્ય | | બડબડતો | (એ) | રીસાઇ જાએ | | | |
| | ગ લાવે વૃક્ષ મોટું તાણી. | સાદું (સ્વતંત્ર) | | | (એ) | તાણી લાવે | મોટું વૃક્ષ | | |
| ૨ | નળ..................................છે. | મિશ્ર | કે | | | | | | |
| | ક નળ પૂછે છે. | સાદું પ્રધાન | ને | | નળ | પૂછે છે | | | |
| સંયુક્ત | ખ તમે કોણ છો. | નામવાક્ય | | | તમે | છો | | કોણ | |
| | ગ મારે શું કામ કરવાનું છે. | નામવાક્ય | | શું | કામ | કરવાનું છે | | | મારે |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | આપણી ............... ........... આવેલું છે. | મિશ્ર | | | | | | | |
| | ક આપણી ............... ............. લાલિત્ય છે. | વિશેષણ વાક્ય | | જે | લાલિત્ય | છે | | | આપણી સ્ત્રીઓની ચાલમાં |
| | ખ તે ............... ............. આવેલું છે, | પ્રધાન વાક્ય | | | તે | આવેલું છે | | | આપણા પાણી ભરવાના રિવાજને લીધે |
| ૪ | મને ............... ............... છે. | સંયુક્ત | પણ | | | | | | |
| | ક મને ............... ............... નથી. | | | સંગીતનો | અભ્યાસ | નથી | | | મને |
| | ખ પણ ............... ............... છે. | | | સંગીત સાંભળ-વાનો | અભ્યાસ | છે | થોડોક | | |

# પાઠ વીસમો

## પદચ્છેદ

પદચ્છેદ કરવામાં દરેક શબ્દ વિશે કેટલી માહિતિ આપવી પડે તે તમે જાણો છો. વળી હવે તો તમે થોડું વધારે વ્યાકરણ શીખ્યા છો, એટલે દરેક શબ્દ વિશે જેટલી આપી શકાય તેટલી વિગતો આપવી જોઈએ એ ધ્યાનમાં રાખવું. ઉદાહરણ તરીકે નીચે થોડાક શબ્દોનો તૈયાર પદચ્છેદ આપેલો છે તે જોઇ જાઓ.

**ચિત્રકાર માણસની તસ્વીર દોરે છે તે તે માણસ જેવી હોય છે.**

આ વાકયના દરેક શબ્દનો પદચ્છેદ કરો.

**ચિત્રકારઃ**—જાતિવાચક નામ, સામાન્ય જાતિ, નામાર્થે પહેલી વિભકિતનું એક વચન; દોરે છે ક્રિયાપદનો કર્તા.

**માણસનીઃ**—જાતિવાચક નામ, સામાન્ય જાતિ, સંબન્ધ અથે છઠ્ઠી વિભક્તિનું એક વચન.

**તસ્વીરઃ**—જાતિવાચક નામ, નારી જાતિ. કર્મ અર્થે બીજી વિભક્તિનું એકવચન; દોરે છે ક્રિયાપદનું કર્મ.

**દોરે છેઃ**—સકર્મક ક્રિયાપદ, સામાન્ય વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, દોર ધાતુનું રૂપ; ક્રિયાનાથ કર્તા છે માટે કર્તરિ પ્રયોગ; પુરુષ, જાતિ, અને વચન કર્તા પ્રમાણે.

**તેઃ**—દર્શક સર્વનામ, નારી જાતિ, નામાર્થે પહેલી વિભક્તિનું એકવચન; હોય છે ક્રિયાપદનો કર્તા.

**તેઃ**—દર્શક વિશેષણ, વિશેષ્ય માણસ; જાતિ, વચન, અને વિભક્તિ વિશેષ્ય પ્રમાણે.

**માણસઃ**—જાતિવાચક નામ, સામાન્ય જાતિ, સંબન્ધ અર્થે છઠ્ઠીનું એકવચન. માણસ જેવી = માણસના જેવી.

જેવી:—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય તે (તસ્વીર); જાતિ, વચન, અને વિભક્તિ વિશેષ્ય પ્રમાણે. વિધેયના વિભાગમાં હોવાથી વિધિવાચક વિશેષણ.

હોય છે:—અકર્મક ક્રિયાપદ, સામાન્ય વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, હો ધાતુનું રૂપ; ક્રિયાનાથ કર્તા છે માટે કર્તરિ પ્રયોગ; પુરુષ, જાતિ, અને વચન કર્તા પ્રમાણે.

હવે નીચે આપેલાં વાકયોમાંના દરેક શબ્દનો પદચ્છેદ કરો.

(૧) વર અને વહુ લોક કલ્યાણને અર્થે શુદ્ધ બલિદાન આપવા માટે એક પછી એક પગલું ભરવા લાગ્યાં.

(૨) લોકગીતોમાં ઘણે ભાગે તો સાધારણ જનોની ઇચ્છાઓ અને અભિલાષો પ્રગટ થાય છે.

(૩) હું એવું કરવા ઇચ્છું છુ કે મારા મૃત્યુ પછી કોઈ રડે નહિ.

(૪) જીવનનો પરાજય કદી થતો જ નથી,—ભલે તેનો વિજય ન દેખાય!

## યાદ રાખો

(૧) પદચ્છેદ કરતા જેટલી જાણતાં હો તેટલી વિગતો આપવી.

(૨) વાક્યનો બરાબર અર્થ સમજીને, અને પદોનો એક બીજા સાથેનો સંબન્ધ બરાબર સમજીને પછી પદચ્છેદ કરવો.

(૩) નામ, સર્વનામ, વિશેષણ, વગેરેના જે જે પ્રકારો તમે શીખી ગયા છો તે પણ પદચ્છેદમાં જણાવવા.

# પાઠ એકવીસમો

## ગુજરાતી ભાષા

આપણે ગુજરાતીઓ એટલે ગુજરાતના લોકો જે ભાષામાં વ્યવહાર કરીએ છીએ તે ભાષા ગુજરાતી તરીકે જાણીતી છે. અત્યારે ગુજરાત, કાઠિયાવાડ, અને કચ્છ ત્રણે પ્રદેશોનો ગુજરાતમાં સમાવેશ થાય છે. જૂનામાં જૂની વેદોમાં જે ભાષા છે તેને મહા-સંસ્કૃત કહેવામાં આવે છે. તે પછી સંસ્કૃત ભાષા, જેમાં ભાસ, કાલિદાસ, ભવભૂતિ વગેરે કવિઓએ લખ્યું છે તે, પાલી ભાષા જેમાં બુદ્ધ ભગવાનના ઉપદેશો લખાયેલા છે તે, અને બીજી ઘણી પ્રાકૃત ભાષાઓ આવે છે. મહારાષ્ટ્રી, શૌરસેની, પૈશાચી, ચૂલિકા પૈશાચી, માગધી, અર્ધમાગધી, વગેરે એ વખતના જુદા જુદા દેશોની પ્રાકૃત ભાષાઓ છે. અપભ્રંશને પણ પ્રાકૃત ભાષા ગણવામાં આવે છે.

વ્યવહારમાં સંસ્કૃતનો ઉપયોગ ઓછો થતાં આ પ્રાકૃત ભાષાઓનો ઉપયોગ વધ્યો. સંસ્કૃત નાટકોમાં તો અમુક પાત્રો પ્રાકૃત ભાષામાં જ બોલે અને વ્યવહાર કરે એવા ખાસ નિયમો છે. આ પ્રાકૃત ભાષાઓ પછી આવે છે અપભ્રંશ. ગુજરાતના મહાન જ્યોતિર્ધર હેમચન્દ્રાચાર્યે અપભ્રંશનું વ્યાકરણ પોતાના પ્રાકૃત વ્યાકરણમાં લખ્યું છે અને અપભ્રંશ ભાષાના કેટલાક નમૂના પણ આપ્યા છે. આ અપભ્રંશ ભાષામાંથી આપણી ગુજરાતી ભાષા જન્મી છે. પણ એ અપભ્રંશને ગુજરાતી તો ન જ કહેવાય. એ અપભ્રંશમાં ફેરફારો થતાં થતાં ગુજરાતી આવે છે.

અપભ્રંશનું ઉદાહરણ

પુત્તે જાએ કવણુ ગુણુ કો પુણુ તેણુ મૂએણ
જઈ બપ્પિકી ભૂંયડી ચંપિજ્જઈ અવરેણ.

વળી ગુજરાતમાં રજપુતાનાના મારવાડ વગેરે પ્રદેશમાં આ ભાષા બોલાતી અને થોડાક સૈકા પછી ગુજરાતી અને મારવાડી એ બે ભાષાઓ તેમાંથી જુદી પડી. આજે પણ ગુજરાતી અને મારવાડી બંને ભાષા બહેનો છે એ આપણને તરત સમજાય એવું છે.

આપણા જૂના કવિઓની ભાષાને આ અપભ્રંશ જોડે વધારે સંબન્ધ હોય એવું તરત દેખાઈ આવે છે. ખાસ કરીને કાદમ્બરીનું ગુજરાતીમાં ભાષાન્તર કરનાર ભાલણ, કાન્હડદે પ્રબન્ધના રચનાર પદ્મનાભ વગેરેની ભાષાને આપણે ભાગ્યે જ ગુજરાતી કહી શકીએ. બહુ તો એને જૂની ગુજરાતી કહી શકીએ. વળી એ બધા કવિઓ, અને નરસિંહ, અખો વગેરે પણ પોતે જે ભાષામાં રચના કરે છે તે ભાષાને ગુજરાતી નથી કહેતા પણ પ્રાકૃત અથવા અપભ્રંશ જ કહે છે. પ્રાકૃત એટલે સાધારણ અને અપભ્રંશ એટલે સંસ્કૃત અને પ્રાકૃતની સરખામણીમાં અશુદ્ધ. પ્રેમાનન્દ પોતાની ભાષાને એકવાર ગુજરાતી તરીકે ઓળખાવે છે. આમ આપણી આ ભાષા પ્રેમાનન્દના સમયમાં ગુજરાતી તરીકે જાણીતી બને છે.

ગુર્જર લોકો આ ભૂમિમાં આવ્યા તે પછી એનું ગુર્જરભૂમિ અથવા ગુર્જરત્રાભૂમિ નામ પડયું અને તે ગુજરાત તરીકે જાણીતી થઇ. તે પછી એ દેશની ભાષા ગુજરાતી તરીકે જાણીતી થઈ.

ગુજરાતી ભાષામાં જે શબ્દો વપરાય છે તે કયાંથી આવ્યા ?

( ૧ ) સંસ્કૃતમાંથી સીધા આવેલા શબ્દો. સૂર્ય, ધર્મ, વચન, નિયમ, ચન્દ્ર, વગેરે અનેક સંસ્કૃત શબ્દો જ આપણે વાપરીએ છીએ.

( ૨ ) સંસ્કૃતમાંથી પ્રાકૃત અને અપભ્રંશ ભાષા દ્વારા આવેલા શબ્દો. સંસ્કૃત શબ્દો પ્રાકૃતમાં જાય એટલે તેમાં કાંઈક ફેરફાર થાય, વળી પાછો અપભ્રંશમાં જતાં કાંઇક ફેરફાર થાય અને એ

રીતે ફેરફાર થયેલો શબ્દ ગુજરાતીમાં આવે. આવા પણ ઘણા શબ્દો ગુજરાતીમાં આવેલા છે. સંસ્કૃત सर्प ઉપરથી ગુજરાતી શબ્દ **સાપ** બનેલો છે. બીજાં કેટલાંક ઉદાહરણો જુઓ. अण्ड = ઈંડું, उपाविशति = બેસે, प्रविष्ट = પેઠા, गोपाल = ગોવાળ, दीप = દીવો, वचन = વેણ, વગેરે. આ પ્રમાણે જે શબ્દો આવેલા છે તે બધાના મૂળ શબ્દો સંસ્કૃતમાં મળી આવે છે અને એ મૂળ સંસ્કૃત શબ્દ સાથે ગુજરાતી શબ્દોનો સંબન્ધ દેખાડીએ તેમજ પ્રાકૃત કે અપભ્રંશમાંથી આવતા જે ફેરફારો થયા હોય તે દેખાડીએ તેને વ્યુત્પત્તિ કહેવામાં આવે છે.

(૩) તળપદા દેશી શબ્દો.

આર્યો સંસ્કૃત ભાષા લઇને આવ્યા તે પહેલાથી ગુજરાતની ભૂમિમાં વસનારા લોકોની જે ભાષા હતી એ ભાષાના શબ્દો. છાણ, છાશ, છૈયો, છેલ, વગેરે દેશી અથવા દેશ્ય શબ્દો છે.

(૪) પરદેશી શબ્દો.

(क) ઉર્દુ ભાષામાં ફારસી અને અરબી બંને ભાષાના શબ્દો હોય છે. આપણે ત્યાં પણ એ રીતે ફારસી અને અરબી બંને ભાષાના શબ્દો આવેલા છે—એમને એમ અથવા જરાતરા ફેરફાર થઇને.

ગાદી, તકિયો, મેજ, ખુરશી, ખબર, અહેવાલ, ખુશ, સરનામું, તહોમત, વગેરે અનેક ફારસી અને અરબી શબ્દો આપણી ભાષામાં વપરાય છે.

(ख) અંગ્રેજી અને બીજી પરદેશી ભાષામાંથી આવેલા શબ્દો.

સ્ટેશન, દાક્તર, ઇસ્પિતાલ, રેલ્વે, બૅટ, ટેલીફોન; ચા; પલટન, હાફૂસ; આ બધા પરદેશી શબ્દો છે.

'બાર ગાઉએ બોલી બદલાય' એ કહેવત તમે સાંભળી છે ? બોલી એટલે શું ? લોકો જે ભાષાનો બોલવાના વ્યવહારમાં ઉપયોગ

કરે તે બોલી કહેવાય છે. કચ્છના વતનીઓ કચ્છી બોલી બોલે છે, પણ લખવા કરવામાં ગુજરાતી ભાષા જ વાપરે છે. આખા ગુજરાતમાં પણ કેટલાક જીલ્લાઓમાં અને કેટલીક કોમોમાં તેમની ખાસ બોલીઓ હોય છે. છતાં આખા ગુજરાતની ભાષા તો એક ગુજરાતી જ છે.

ગુજરાતી ભાષા અને સાહિત્ય વિશે તમારે નીચે આપેલા સવાલોના જવાબ જાણવા જોઇએ.

(૧) ગુજરાતી ભાષામાં પ્રાચીન મોટા કવિઓ કોણ કોણ થઈ ગયા ?

(૨) ગુજરાતી સાહિત્યમાં નવો જમાનો કયા કવિઓથી શરૂ થયો ?

(૩) ગુજરાતીમાં સારી નવલકથાઓ કોણે લખી છે ?

(૪) ગુજરાતીના ત્રણ નાટકલેખકોનાં નામ આપો.

(૫) પાંચ વાર્તા લખનારાઓનાં નામ આપો.

(૬) પાંચ આજના કવિઓનાં નામ આપો.

(૭) ગુજરાતીમાં ચાલતાં ત્રણ માસિકોનાં નામ આપો.

---

# પાઠ બાવીસમો

## પદ્યરચના

તમે લખેલું કે છાપેલું તો ઘણું યે વાંચ્યું હશે. તમે કવિતા પણ વાંચી હશે. કવિતા કેવા સ્વરૂપમાં લખાય છે? અને કવિતા સિવાયનું બીજું લખાણ કેવા સ્વરૂપમાં લખાય છે? આવા સ્વરૂપ ઉપરથી આપણે લખાણના બે વિભાગ કરીએ છીએ. (૧) ગદ્ય (૨) પદ્ય. જે લખાણ આપણે બોલીએ તેવી રચનામાં લખાયેલું હોય તે ગદ્ય. નવલકથાઓ, વાર્તાઓ, સંવાદો વગેરે ગદ્યમાં લખાય છે. કાવ્યો જે સ્વરૂપમાં લખાય છે તેને પદ્ય કહેવામાં આવે છે. જેમાં અક્ષરોની યોજના હ્રસ્વ (લઘુ) અને દીર્ઘ (ગુરુ) પ્રમાણે અથવા માત્રાઓની અમુક સંખ્યા પ્રમાણે કરવામાં આવે તેવી રચનાને પદ્ય કહેવામાં આવે છે. એક હ્રસ્વ સ્વરનો, અથવા જે વ્યંજનમાં હ્રસ્વ સ્વર મળેલો હોય તેવા એક વ્યંજનનો ઉચ્ચાર કરતાં જે સમય લાગે તેને એક માત્રા કહે છે. દીર્ઘ સ્વરની કે દીર્ઘ સ્વરવાળા વ્યંજનની બે માત્રા ગણાય છે. પદ્યરચનામાં હ્રસ્વને લઘુ અને દીર્ઘને ગુરુ તરીકે ઓળખવામાં આવે છે.

તમે જે કાવ્યો શીખો તે જે લયમાં લખાયાં હોય તે લયમાં વાંચવાની ટેવ પાડવી. ગાવા જેવાં કાવ્યો હોય તેને ગાવાનો પ્રયત્ન કરવો.

(૧) પૂર્વમાં ચન્દ્રમા ઊગ્યો ઉદાસી ધૃતરાષ્ટ્રશો,
પૃથ્વીના વીરને જાણે હોય ના પ્રશ્ન પૂછતો!

(૨) આવો, બધાં બાળક આંહીં આવો;
છે આજ છુટ્ટી, રમતો જમાવો.

(૩) માને દેખી બહું હરખાઉં.
દોડી દોડી સામે જાઉં.

આ ત્રણે ખંડો જોઈ જાઓ. એ ત્રણમાં જે પદ્યરચના છે તેને **છન્દ** કહેવામાં આવે છે. અને આ ત્રણ ઉદાહરણોમાંનું દરેક જુદાજુદા પ્રકારનું છે તે હવે જોઇએ.

પહેલા ઉદાહરણમાં **અક્ષરમેળ છન્દ** છે. એમાં અક્ષરોની સંખ્યા નક્કી કરવામાં આવે છે. આ છન્દનું નામ અનુષ્ટુપ્ છે. એનાં ચાર ચરણ હોય છે. દરેક ચરણમાં આઠ આઠ અક્ષરો આવે છે. આ પ્રમાણે જે છન્દોમાં અક્ષરોની સંખ્યા નક્કી કરવામાં આવી હોય તે **અક્ષરમેળ** છન્દો કહેવાય છે.

બીજા ઉદાહરણમાં જે છન્દ છે તેમાં અક્ષરોની ચોક્કસ સંખ્યા નક્કી તો ખરી જ; પણ તે ઉપરાંત એ બધામાં અમુક લઘુ અને અમુક ગુરુ જોઇએ એ પણ નક્કી કરવામાં આવેલું હોય છે. આવા છન્દોને **ગણમેળ** કહેવામાં આવે છે. કારણ કે ત્રણ ત્રણ અક્ષરોના ગણો વડે આવા છન્દોને ઓળખવામાં આવે છે.

ત્રીજું ઉદાહરણ **માત્રામેળ** છન્દનું છે. એમાં દરેક લીટીમાં માત્રાની સંખ્યા નક્કી કરવામાં આવે છે. હ્રસ્વની એક માત્રા અને દીર્ઘની બે માત્રા ગણાય છે.

છન્દોની બાબતમાં આટલી વસ્તુઓ ધ્યાનમાં રાખવી.

(૧) લીટીની છેડેનો અક્ષર લઘુ હોય તો પણ ગુરુ ગણાય.

(૨) પાછળ આવેલા જોડાક્ષરથી આગળનો સ્વર થડકે ત્યારે લઘુ હોય તો પણ તે ગુરુ ગણાય.

(૩) પૂરા અનુસ્વારવાળો લઘુ અક્ષર ગુરુ ગણાય.

(૪) છન્દ બોલતાં સ્વરના જેવો ઉચ્ચાર થાય તે પ્રમાણે તેને લઘુ કે ગુરુ ગણવો.

**અક્ષરમેળ છન્દો**

ગુજરાતીમાં જાણીતા એવા અક્ષરમેળ છન્દો લઇએ. આ છન્દોમાં કહ્યા હોય તેટલા જ અક્ષરો આવવા જોઇએ. તેમાં ગમે તે હ્રસ્વ કે દીર્ઘ હોઇ શકે. છતાં અમુક અક્ષરો હ્રસ્વ જ કે દીર્ઘ જ જોઇએ એવું કહેવામાં આવ્યું હોય તો તેટલા અક્ષરો પર ખાસ ધ્યાન આપવું. બીજા અક્ષરો હ્રસ્વ કે દીર્ઘ ગમે તેવા આવે તે ચાલે.

(૧) **અનુષ્ટુપ્:**—આ છન્દમાં ચાર પાદ હોય છે. દરેક પાદમાં આઠ આઠ અક્ષરો હોય છે. દરેક પાદનો પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો ગુરુ હોવો જોઇએ. પહેલા અને ત્રીજા પાદમાં સાતમો અક્ષર ગુરુ, અને બીજા તથા ચોથા પાદમાં સાતમો અક્ષર લઘુ રાખવો.

સાંકડી વૃતિને છોડી સ્વીકારી લે ઉદારતા.
પ્રસારી પાંખ દે તારી આકાશે સંગ ઊડવા.

(૨) **મનહર:**—આ છન્દમાં બે લીટીઓ મળીને એકંદરે એકત્રીસ અક્ષરો આવે છે.

ઉદ્યમથી એકલો હજારને હઠાવી દિયે,
ઉદ્યમથી ધનધાન્ય ધાર્યું મેળવાય છે.

**ગણમેળ છન્દો**

લઘુ અને ગુરુની ગોઠવણી કરીને ત્રણ ત્રણ અક્ષરોનાં આઠ જોડકાં નક્કી કરવામાં આવ્યાં છે, તે દરેક જોડકાને ગણ કહેવામાં આવે છે. આ પ્રમાણે આઠ ગણો છે. ગુરુ માટે — આવું ચિન્હ અને લઘુ માટે આવું ⌣ ચિન્હ વાપરવામાં આવે છે. એ આઠ ગણનાં નામ નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ય ગણ | ⏑ – – | ભ ગણ | – ⏑ ⏑ |
| ર ગણ | – ⏑ – | જ ગણ | ⏑ – ⏑ |
| ત ગણ | – – ⏑ | સ ગણ | ⏑ ⏑ – |
| મ ગણ | – – – | ન ગણ | ⏑ ⏑ ⏑ |

લઘુ = લ = ⏑ ગુરુ = ગા = –

(૧) પ્રમાણિકા જ ર લ ગા = ⏑ – ⏑ – ⏑ – ⏑ –

૮ અક્ષરો

હું નીંદરે પડયો ભલે,
મને નહીં જગાડજો.

(૨) ઉપેન્દ્રવજ્રા જ ત જ ગા ગા

⏑ – ⏑ – – ⏑ ⏑ – ⏑ – – ૧૧ અક્ષરો

સદાય ઊંચે ચડવા વિચારો,
સદા વળી જીવન નીતિ ધારો.

(૩) ઈન્દ્રવજ્રા ત ત જ ગા ગા

– – ⏑ – – ⏑ ⏑ – ⏑ – – ૧૧ અક્ષરો

ઊંચે જવા ચિત્ત મહીં વિચારો,
ને જીવને નીતિ સદાય ધારો.

(૪) ઉપજાતિ ઉપેન્દ્રવજ્રા અને ઇન્દ્રવજ્રાના મિશ્રણથી ઉપજાતિ બને છે. ૧૧ અક્ષરો

બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે,
આધાર સૌને સહુનો રહ્યો જ્યાં;
લિયે સહુ કૈં દઇ અન્યને કૈં,
આભાર સૌનો સહુ ઉપરે છે.

(૫) લલિત ન ર ર લ ગા

⏑ ⏑ ⏑ – ⏑ – – ⏑ – ⏑ –   ૧૧ અક્ષરો

સુખ પછી કદી દુઃખ આવતું,
મનુજ ચિત્તને તે ન ભાવતું.

(૬) શાલિની મ ત ત ગા ગા

– – – – | – ⏑ – – ⏑ – –   ૧૧ અક્ષરો

રે પંખીડાં ગીત વા કાંઇ ગાજો,
શાને આવાં ખેલ છોડી ઉડો છો!

(૭) વંશસ્થ જ ત જ ર

⏑ – ⏑ – – ⏑ ⏑ – ⏑ – ⏑ –   ૧૨ અક્ષરો

સદાય ઊંચે ચડવા વિચારજો,
સદા વળી જીવન નીતિ ધારજો.

(૮) ઇન્દ્રવંશા ત ત જ ર

– – ⏑ – – ⏑ ⏑ – ⏑ – ⏑ –   ૧૨ અક્ષરો

ઊંચે જવા ચિત્તમહીં વિચારજો,
ને જીવને નીતિ સદાય ધારજો.

[ ૧૨ અક્ષરના આ બે છન્દોના મિશ્રણથી પણ ઉપજાતિ બને છે. આગળ ૧૧ અક્ષરોનો ઉપજાતિ આવી ગયો. એ ઉપજાતિનું ૧૨ અક્ષરોના ઉપજાતિ સાથે મિશ્રણ થવાથી મિશ્રોપજાતિ બને. ]

(૯) દ્રુતવિલંબિત ન ભ ભ ર

⏑ ⏑ ⏑ – ⏑ ⏑ – ⏑ ⏑ – ⏑ –   ૧૨ અક્ષરો

મધુર કોકિલ ગાન કર્યા કરે,
વનમહીં ટહુકાર બધે ભરે.

(૧૦) તોટક સ સ સ સ

⏑ ⏑ – ⏑ ⏑ – ⏑ ⏑ – ⏑ ⏑ – ૧૨ અક્ષરો

વનમાં તરુમાં હસતી રમતી
હઈ મોર વસન્ત ગઈ ભમતી.

(૧૧) ભુજંગી ય ય ય ય ૧૨ અક્ષરો

રહો ઈશનું ધ્યાન ચિત્તે ધરીને
ન જોવું પછી કાંઇ પાછું ફરીને.

(૧૨) વસન્તતિલકા ત ભ જ જ ગા ગા

– – ⏑ – ⏑ ⏑ ⏑ – ⏑ ⏑ – ⏑ – – ૧૪ અક્ષરો

છે માનવી જીવનની ઘટમાળ એવી,
દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી.

(૧૩) માલિની ન ન મ ય ય

⏑ ⏑ ⏑ ⏑ ⏑ ⏑ – – | – ⏑ – – ⏑ – – ૧૫ અક્ષરો

પરમ ધન અમારું હિન્દ માતા અમારી,
શિશુ જન સહુ ને એ માત મોંઘી અમારી.

(૧૪) મન્દાક્રાન્તા મ ભ ન ત ત ગા ગા

– – – – | ⏑ ⏑ ⏑ ⏑ ⏑ – | – ⏑ – – ⏑ – – ૧૭ અક્ષરો

રે પંખીડાં ! સુખથી ચણજો ગીત વા, કાંઇ ગાજો
શાને આવાં મુજથી ડરીને ખેલ છોડી ઉડો છો ?

(૧૫) હરિણી ન સ મ ર સ લ ગા

⏑ ⏑ ⏑ ⏑ ⏑ – | – – – – | ⏑ – ⏑ ⏑ – ⏑ – ૧૭ અક્ષરો

સુખથી ચણજો રે પંખીડાં ! ગીતો વળી ગુંજજો,
મુજથી ડરીને શાને આવાં ઉડો તજી ખેલને ?

(૧૬) શિખરણી ય મ ન સ ભ લ ગા

⏑ – – – – – | ⏑ ⏑ ⏑ ⏑ ⏑ – – ⏑ ⏑ ⏑ – ૧૭ અક્ષરો

અમારા માર્ગે છો વિઘન શત આવે, પણ અમે
સદા આગે જાશું વિઘન સહુને દૂર કરીને.

(૧૭) પૃથ્વી જ સ જ સ ય લ ગા

⏑ – ⏑ ⏑ ⏑ – ⏑ – | ⏑ ⏑ ⏑ – ⏑ – – – ⏑ – ૧૭ અક્ષરો

ભલે વિઘન સેંકડો અમ પથે કદી આવતાં
અમે વધશું આગળે વિઘન દૂર સર્વે કરી.

(૧૮) શાર્દૂલવિક્રીડિત મ સ જ સ ત ત ગા

– – – ⏑ ⏑ – ⏑ – ⏑ ⏑ ⏑ – | – – ⏑ – – ⏑ – ૧૯ અક્ષરો

પાણીમાં વસનાર જીવ સુખથી પાણી મહીં જીવતાં,
તેવાં માનવ વિશ્વમાં વિચરતાં સંતોષને ધારતાં.

(૧૯) સ્રગ્ધરા મ ર ભ ન ય ય ય

– – – – ⏑ – – | ⏑ ⏑ ⏑ ⏑ ⏑ ⏑ – | – ⏑ – – ⏑ – –

૨૧ અક્ષરો

ધીમે ધીમે છટાથી કુસુમરજ લઇ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લરીથી પરિમલ પ્રસરે નેત્રને તૃપ્તિ થાય.

આ બધા ગણુમેળ છન્દો છે. તેમાં લાંબા છન્દોમાં વચ્ચે અટકવાનાં સ્થાન રાખવામાં આવ્યાં છે. એવાં સ્થાનને યતિ કહેવામાં આવે છે. જ્યાં યતિ છે ત્યાં | આવી ઊભી લીટી મૂકવામાં આવી છે.

**માત્રામેળ છન્દો**

આ છન્દોમાં લઘુ ગુરુ જોવાના નથી. આખી લીટીમાં માત્રાની સંખ્યા કેટલી છે તે જોવાનું. લઘુની એક માત્રા, ગુરુની બે માત્રા.

(૧) **ચોપાઇઃ**—દરેક લીટીમાં ૧૫ માત્રા હોય છે.

૨ ૨ ૨ ૨ ૧ ૧ ૧ ૧ ૨ ૧ =૧૫
માને દેખી બહુ હરખાઉં

૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૧ =૧૫
દોડી દોડી સામે જાઉં

ચોપાઈની એક કડીમાં પંદર પંદર માત્રાની આવી ચાર લીટી હોય છે. કડીની અથવા શ્લોકની દરેક લીટીને **પાદ** કહેવામાં આવે છે.

(૨) દોહરોઃ—દોહરામાં ૨૪ માત્રાની બે લીટીઓ હોય છે. તે દરેક લીટીના ૧૩ અને ૧૧ એમ બે ભાગ પડેલા હોય છે.

૧૧૨ ૨૧ [૧૩] ૧૨૧૨ ૨૧ [૧૧] ૧૨ ૧૧૨૧ =૨૪
કરતાં જાળ કરોળિયો ભોંય પડી ગભરાય,

૧૧૨૨૨ [૧૩] ૨૧૧ ૨૧૧ [૧૧] ૧૧૨ ૨૧ =૨૪
વણુતૂટેલે તાંતણે ઉપર ચડવા જાય.

(૩) **સોરઠોઃ**—દોહરાની દરેક લીટીના ૨૪ માત્રાના જે બે ખંડ છે તેને ઉલટાવીને લખો—૧૧+૧૩ એમ લખો એટલે સોરઠો બને.

ભોંય પડી ગભરાય, કરતાં જાય કરોળિયો,
ઉપર ચઢવા જાય, વણુ તૂટેલે તાંતણે.

(૪) હરિગીતઃ—દરેક લીટીમાં ૨૮ માત્રા હોય છે.

૧૧૨૧ ૨૧૧૨ ૧૨ ૧૧૨૧ ૨૨ ૨૧૨ =૨૮
નરદેવ ભીમકની સુતા દમયન્તી નામે સુન્દરી,

૧૧૨ ૧૨૨ ૨૧૨ ૧૧૨૧૨ ૧૧૨ ૧૨ =૨૮
સુણીને પ્રશંસા હંસની નળરાયને મનથી વરી.

કોઈ કોઈ ઠેકાણે શરૂઆતની બે માત્રા કાઢી નાંખવામાં આવે છે અને ૨૬ માત્રાનો હરિગીત પણ ગણવામાં આવે છે.

(૫) ઝૂલણાઃ—દરેક લીટીમાં ૩૭ માત્રા હોય છે.

૨ ૧ ૨ ૨ ૧ ૨ ૨ ૧ ૨ ૨ ૧ ૨ ૨ ૧ ૨ ૧૧૧ ૧૧૨૧ ૨૨ =૩૭
આજ આકાશમાં મેઘ જો ગાજતા વીજળી ચમક ઠમકાર લેતી.

ગઝલઃ—

ગઝલ કોઈ છન્દનું નામ નથી. એ તો કાવ્યનો એક પ્રકાર છે. અનેક જાતની છન્દની રચના ગઝલોમાં વપરાય છે. આપણે ત્યાં જાણે દરેક પાદમાં ચૌદ ચૌદ માત્રા આવતી હોય એમ ગઝલના એક પ્રકારને સમજાવવામાં આવે છેઃ

અમે જોગી બધા વરવા
શ્મશાનો ઢૂંઢનારાઓ

પણ આ તો ગઝલમાં વપરાતી એક જ રચના છે. આથી જુદી એવી તો અનેક રચનાઓ છે.

ગીતોઃ—

આવાં બધાં છન્દમાં રચાયેલાં કાવ્યો ઉપરાંત આપણી ભાષામાં અનેક ગીતો પણ છે, જેમાં રાસ, ભજનો વગેરેનો સમાવેશ થાય છે. એ ગીતો સંગીતના નિયમ પ્રમાણે અમુક રાગ અને તાલમાં ગવાય એ લક્ષમાં રાખવું. આ છન્દોને એ સાથે સંબન્ધ નથી. છન્દોમાં રચાયેલાં કાવ્યોને ઘણા અમુક રાગમાં ગાવા માંડે છે. તે વખતે છન્દનું કાંઇ મહત્ત્વ રહેતું નથી.

નીચે આપેલાં પદ્યોમાં કયો છન્દ છે તે શોધી કાઢો અને એ છન્દ કેવી રીતે બને છે તે સમજાવો.

(क) આવે શાંત સમે શી ખળખળ વહી, ઝર્ણાં નદીઓ લળી –
સંગીત – ધ્વનિ વિસ્તરે ! અનીલની લ્હેરો વિલાસે ઢળી !

(ख) હો તારલી ! રુડી રૂપેરી, માત મારી તું થજે !
અંધારી રાતે હું રડું ત્યારે ભલી થઈ ગુંજજે !

(ग) ભૂરો ભાસ્યો આંખો ક્રૂરથી ઘૂમસે પા'ડ સરખો,
નદી વચ્ચે ઊભો નિરભયપણે એક સરખો;

(घ) જેણે શુભ કારજ કર્યાં, લઈને તારો લા'વ;
જરૂર તે જીતી ગયા, દુનિયા મધ્યે દાવ.

(ङ) રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
ઘટે ના ક્રુરતા આવી, વિશ્વ આશ્રમ સંતનું.



Cover Printers-M. Vadilal & Co. Bombay 2